# જયોતિર્મઠ
# ભક્તિ
# માધુર્ય.

---

સંગ્રહ કરનાર

ભવાનીશંકર ભાઇશંકર. શુકલ

વઢવાણ શહેર

સંવત ૧૯૬૫ સને ૧૯૦૯

અમદાવાદ.

મનહર પ્રીન્ટીંગ પ્રેસ પાનકોરના નાકે

ૐ

# જ્યોતિર્મઠ માધુર્ય.

# ભક્તિ

---

સંગ્રહ કરનાર

ભવાનીશંકર ભાઇશંકર શુકલ.

નિવાસી વઢવાણ શહેર

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શ્રીમાન શેઠજી. હંસરાજ પરમાનંદદાસ.

મુબાઇ

આવૃતી પહેલી     પ્રત ૧૦૦૦

સંવત ૧૯૬૫     સને ૧૯૦૯

---

"મનહર પ્રીન્ટિંગ પ્રેસ" પાનકોરના નાકે અમદાવાદ.

# અર્પણ પત્રિકા.



શ્રી મદ્દ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી મચ્છકરાચાર્યે માહારાજાધિરાજ અખંડ ભુમંડલાચાર્યે જગદ્દગુરૂ જ્યોતિર્મઠા ધીશ્વર ષટ્દર્શન સ્થાપનાચાર્યે શ્રી ૧૦૦૮ મધુસુદનપર્વત ગુરૂરાજ રાજેશ્વરાનંદગીરી. મુ. બદ્રીકાશ્રમ શાખામઠ વૈરાટક્ષેત્ર

યવનાદી વિદેશીય અનેં પરધર્મી જુલમી રાજ્યના દીર્ઘ કાળપર્યંત આર્ય ભુમીમાં ચાલુ રહેલા પ્રબળથી તેમજ આર્યોના અન્યો અન્યના કુસંપથી દિન પ્રતિદીન લોપ થતા વેદ ધર્મનો હાલના શાંતીના અને સાનુકુળ સમયમાં પુનરોદ્ધાર કરવાનો, પાખંડ મત ખંડન કરી અધિકારીઓને સત્ય ધર્મનું સુદ્ધ સત્વ સમજાવવાને ધર્મને બાને ધતીંગ ચલાવી પવિત્રપંથને અપવિત્ર કરનારા ઢોંગી ધુતારાનો પરાજય કરવાનો તેમજ ધર્મોપદેશથી શીવ ભકતોને પરમપદ પામવાનો સરલ માર્ગ દરશાવવાને નીસ્પૃહિ પણે લેશ પણ લોભવૃતી વીના અહોનીશ આપ મહત પ્રયત્ન જારી રાખ્યા કરો છો તેની યાદ આપના વિશ્વ વિખ્યાત ધર્મો ચરણુથી

સુપ્રસિદ્ધ છે છતાં અલ્પમતીથી પરંતુ હૃદયના ખરા ઉછ-
રંગથી લખાએલો આ લઘુગ્રંથ આપના પદ પંકજમાં સ-
મર્પણ કરી પુસ્તક સાથે આપનુ કલ્યાણ કારી પવિત્ર નામ
જોડી અત્યંત કૃતાર્થ થયો માનું છું એજ

લી. હું છું,

આપનો ચરણરજ શેવક ખરો શીવ ભક્ત

ભવાનીશંકર ભાઇશંકર શુક્લ

# આભાર પત્રિકા

ભક્ત શીરોમણી શ્રીમાન સુજ્ઞ શેઠજી સાહેબ શેઠ હંસરાજ પરમાનંદદાસ મુ. મુંબાઇ

ધર્મ પ્રત્યેની આપની સંપુર્ણ આસ્તા તેની અભીવૃદ્ધી માટેનો આપનો પારાવાર ઉત્સાહ, વેદધર્મને સહાય કરવાનો આપનો નિરંતર નિર્મળપ્રેમ ધર્મ ગુરૂઓ પ્રત્યેનો આપનો પુજ્યભાવ, એ સઘળું ખરેખર આપની શ્રીમંતાઇને દીપાવનાર છે; આ લઘુ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં માત્ર ઇશ્વર ભક્તિની સુવૃદ્ધીવીના અન્ય કાંઇ પણ ઇચ્છા સિવાય આપે જે સંપુર્ણ મદદ આપી છે તે માટે ખરા અંતઃકરણ પુર્વક આભાર માનુ છુ એજ

લી. પ્રસિદ્ધ કર્ત્તા

ભવાનીશંકર ભાઇશંકર સુકલ

# પ્રસ્તાવના

આધુનિક સમયના ગ્રંથકારોનો એક સાધારણ રિવાજ એ પડી ગયો છે કે પુસ્તકની વસ્તુ સંકળના શરૂ કરતાં પહેલાં તેની ઉપોદ્ઘાત રૂપે પ્રથમ તે પૃષ્ટોપર બે શબ્દ લખવાતે મુજબ આ લઘુ પુસ્તક શરૂ કરતા પહેલાં તેની પ્રસ્તાવના રૂપે કાંઇ લખવું તે અસ્થાને ગણી શકાશે નહી

વિદ્યાની વૃદ્ધી જેમ દીનપરદીન અધિકાધિક થતી જાય છે તેમ લેખકો અને ગ્રંથકારો પણ પોતાનો પ્રયાસ જારી રાખી સમયાનુસાર લોકોની :રૂચીને અનુકુળ પુસ્તકો પ્રસિદ્ધ કરચા જાય છે પા સદીપર ગુર્જર ભાષામાં માત્ર ગણ્યા ગાંઠયાજ સુગ્રંથો હતા અને પચાશ વરસ પહેલાં તો એની સંખ્યા એટલી થોડી હતી કે માત્ર આંગળીના ટેરવા પર ગણી શકાય પણ હાલ સમય કેટલો બધો બદલાઇ ગયો છે પ્રત્યેક વર્ષે નાનાં મોટાં સેંકડો પુસ્તકો વિદ્વાવાન લેખકોની કલમથી લખાએલા બુદ્ધીના ભંડારરૂપ મુદ્રાલયમાંથી મુદ્રીત થઇ બહાર પડે છે અને ઉત્તમ ગ્રંથોને વિદ્વાન મંડળ સહર્ષે વધાવી લે છે એટલુંજ નહી પણ સાધારણ ગ્રંથકારોના ગ્રંથો તો એટલા બધા વધી ગયા છે કે ગણતાં પારપણ

આવે નહી આ સઘળુ ગુર્જર ભાષાનુ ગૌરવ વધારવાનો એ-
ના સુપુત્રોનો ઉતમ પ્રયત્ન સીદ્ધ કરી આપે છે તેમ ગુર્જર
ગીરાનુરાગી અન્ય વિદ્વાનોના આનંદની પણ અભિવૃધી
કરે છે આમ છતાં એટલુ તો નિશંક સત્યછે કે અન્ય સુ-
ધરેલી ભાષાઓમાં જેટલા ગ્રંથો પ્રસિદ્ધ થએલા છે તેના
પ્રમાણમાં ગુર્જર ભાષાના ગ્રથોની સંખ્યા ઘણીજ જુજ બ-
લકે નહિ જેવીજ છે પરંતુ હાલની વૃદ્ધિજોતાં ઉત્સાહી વિ-
દ્વાનો જતે દહાડે તે ખોટ પુરી પાડી ભવિષ્યની પ્રજાને ઉ-
પકૃત કરશે એમાં શક નથી.

આ સ્થલે એટલુ કહેવુ જોઇએકે સુંદર પદ્ય કરતાં ગદ્યના
અને તેમાં પણ વારતા વિનોદના અને નવલ કથા (નોવેલ)
ના ગ્રંથો હાલમાં બહુ વધી ગયા છે જેથી આ દેશની એક
વખત સર્વોતમ ગણાતી સંગીત કળાનુ જ્ઞાન દિન પરદીન
ઓછુ થતુ થાય છે ( તે કાંઇક અંશે સોચનીય છે ) અને
માત્ર ફુરસદનો સમય આનંદમાં ગાળવાનુ સાધન વધ્યુ છે
તે સાથે ગ્રંથકારની વિદ્વતાના પ્રમાણમાં વાંચકવૃંદના
મગજપર આવા ગ્રંથોની નીતી વ્યવહાર આદીની છાપ પાડી
શકે છે ખરા પણ હાલ આ દેશને વધારે જરૂરના કળા હુ-
નર આદિ દેશોદયની વૃદ્ધી કરનારા ગ્રંથોની આવસ્યકતા છે

જે પુરી પાડવાનો હવે સુજ્ઞ મંડળે પ્રયત્ન જારી કર્યો છે એ ખરેખર આનંદદાયી છે

આ લઘુ ગ્રંથ વારતા વિનોદનો નથી તેમ કળા હુન્નરનો નથી પણ તે બન્નેથી વિવેક દ્દષ્ટિથી જોતાં ઘણી બાબતમાં સુસ્થાને મુકી સકાય તેવો છે આ ગ્રંથનો ભક્તિરસ મનને સ્ફાટીકમણી સમાન શુદ્ધ કરી પરિબ્રહ્મ પરમાત્મા પ્રત્યેનો સુદ્ધ પ્રેમ જે આ લોકના સર્વે સુખ કરતાં શ્રેષ્ટ છે તે પ્રતિ વાંચનારને દોરી જાય છે ગાયન કળાના શોખીનોને પણ તે આનંદ આપ્યા વિના રહેતો નથી ખરૂં છે કે કદાચ શૃંગાર રસના સોખીન જુવાનીઆ તેમજ હાલની પદ્ધતિના નાયક નાયકાના પ્રેમ દર્શક હાવભાવથી ભરપુર નાટકો જોનારને અને તેમના રતિરસથી મતગાયનો સાંભલનારને આ પુસ્તકની સાદી છતાં પણ ઇશ્વર ભકતોને આનંદ આપનારી કવિતાઓ પ્રીય નહી લાગે પરંતુ વિવેકી સત પુરૂષોતો જ્ઞાન દ્દષ્ટીથી દોષ જણાય તેની ક્ષમા આપી અલ્પ મતિ અનુસાર જે કાંઇ લખ્યું છે તે સ્વીકારી લેશે એવી લેખકને સંપુર્ણ આશાછે અસ્તુ.

લી. પ્રસિદ્ધ કરતા

ભવાનીશંકર ભાઇશંકર શુકલ વઢવાણ નિવાશી

श्री मत्परमहंस परि व्राजकाचार्य

श्रीमच्छङ्कराचार्यज्योतिमठाधीशश्रीमधुसूदनानंद

॥ पर्वतो विजय ते ॥

---

वटपुरस्थपाठकोपाह्वयभोलानाथात्मजरमणनाथ

शास्त्रिणा विरचितः

# श्री मधुसूदन चरण कुसूमाञ्जली

---

श्रीरस्तु.

श्रीमत्परमहंस परिव्राजकाचार्याः
श्रीमच्छंकराचार्याः महाराजाधिराजा
अखण्डभूमण्डलाचार्याः जद्गु
रवोज्योतिर्मठाधीश्वराः षट् दर्शन
स्थापनाचार्याः श्रीनगरराजधानी
स्थ श्रीमच्छंकराचार्यामधु-
सूदनानन्द पर्वत संज्ञकागुरवो
धिजयन्तेतराम् ॥

धन्येभुमितलेपि धन्य मखिलं श्रीभारतं तत्रवै
पाखण्ड प्रविभेदनाय भगवान् जातस्तु भर्गःस्वयम् ।
देवैर्नन्दन सम्भवैः प्रकुशुमै वृष्टिः सुवाद्यान्विता
कुल्हासज्जय घोष गोद सहिता युक्ताप्सरोनर्तनैः ॥१॥
धत्वादण्डि कलेवरं जनमनोहर्षं प्रकर्षन्नयन्

अद्वैतामृत वर्षिणीं सुख करीं वाणीं सदा वर्षयन् ॥
योग्यं कर्म समाचरन् प्रविरलं धर्मं सदा वर्द्धयन्
योगीशः करुणा निधिः समभवसच्छ्री शंकरस्तुस्वयम् ।२।

श्रीमद्दुर्गे श्रुतिगत महार्थप्रकाशै कनिष्ठे
यात्रोद्योगं कृतवति यदा दिग्जयाय प्रकामम् ॥
धूर्तालोका नरकनिपुणा लोकनाश प्रसक्ता
।जताशङ्का निभृत निभृतंप्राद्रवन् स्विन्न भालाः ॥३॥

श्रीशर्वप्रौढवाक्यै हृदयविलुलिता जीवितंरक्षयन्तः
स्थानेस्थाने भ्रमन्तः स्वकृतमघचयं सर्वदासंस्मरन्त
त्यक्त्वातेभ्रान्तिवादान्सकलजनमहामोहदान्नाश
श्चलब्ध्वाब्दकान्तभुमिंप्रातिदिनमरयःकुक्षिमापुरयंस्ते ।४।

तच्छिष्यैश्चतुरै श्चतुर्भिरपि सद्धर्मस्य संस्थापकै
रास्तं दिक्षु चतुष्षु धाम निपुणं श्रीमद्गुरो राज्ञया

शृङ्गेरीति समाह्वयं शुभतरं ज्योतिर्मठाख्यं परं
श्रीगोवर्द्धन नामकंमकथितंश्रीशारदासंज्ञकम् ॥५॥

श्रीमद् भारत बर्ष दैवत महोनारायण श्री नर
स्त दैवत्य इति मवर्वै पुरुषैः सेव्यो मठाधीश्वरः ॥
श्री ज्योतिर्मठएव भक्त जनतानन्द मदायी महान्
तन्नाथो गुरुराटमचण्डमहिमाश्रीतोटकाख्यः मभुः ॥६॥

ज्योतिर्मठः श्री बदरीवनस्थः
स्ताच्छिष्य वर्या न्यवसंस्तुतत्र ॥
तान् श्रीयती शान् भुवि भर्गरूपा
नसेवतश्री नगरस्य राजा ॥७॥

चमरी मृगैः परि चिते वनोत्तमे
मृग नाभि वासीत तले थकस्य चित्
आज्ञया गुरू वरस्य न कोपि
त्ववधी न्मृगांश्च चमरां श्च तथान्यत् ॥८॥

अथै कदा तद्गिरि कानने भ्रमन्

समागतः श्री नगरेश बालः ॥
अधिज्य धन्वा विचचार तस्मिन्
मृगान्निहन्तुं तुरग मरूढः ॥९॥

आज्ञोल्लङ्घ नतः मतप्तगुरूणारुद्धः स्वकीये मठे
तेंन श्री नगरेश्वरः मकुपितः मावो चदेवं व चः ॥
नित्यं चोरु धनैः सुसेवित पदेना पिह्ययुक्तं कृतं
तच्छुत्वा गुरु राड्डवाच वचनं मब्दंशजः कोपिवै ॥१०॥

अत्रस्थास्यतिराज सेवित पदे भुयाङ्करुद्रोहवान्
नाशस्तस्य भवेच्चतः भृतिनो वासंमकुर्वन्तितते ॥
जग्मुः केचिदतःसमाधिमपिते वर्षेणयोगीश्वराः
श्रीराज्याश्रयमन्तराहिमगिरौ वासो न कर्तुंक्षमः ॥११॥

ततस्तेस्वामिनः सर्वे कालक्षेपाय सर्वदा ॥
अटान्तिभूमौ सततं लोकानां पावनेच्छया ॥१२॥

कैलासा नन्दनामा समजनिभुवने शिष्यवंशप्रसुतो
कैराटेभावसब्दे सकल जनगता ज्ञान हन्ता शरण्यः ॥

ताच्छिष्याणां त्रयंयत् प्रखरजन गर्पौढ़त्यहन्तृ प्रशान्तं
विप्राणां शान्तिदातृ प्रथितगुणगुण
चन्द्रभादीप्यमानम् ॥१३॥

श्रीकेशवानन्दगिरिर्महात्मा
विश्वेश्वरानन्दगुरूः प्रतापी
कैवल्यदाता गुरूराट्प्रशान्तः
श्रीकेवलानन्द यतीश्वरश्च ॥१४॥

श्रीज्योतिर्मठ नायको गुरू वरोविश्वेराख्यः प्रभुः
श्रीमद्भूतल दिग्जयी सुविजकी श्रीभारते भासुरः
तच्छिष्योच्युतसंज्ञकः प्रभुवरो वैराट संस्थोविभु
र्युक्तब्रह्मपदोपदेशचतुरः प्रेमास्पदंप्राणिनाम् ॥१५॥

धन्यंविराटनगरं यत्रैषः शंकरस्यमठराजः ॥
विधत्स भाविनोदो मोक्षेप्रौढो सचत्यथो यत्नैः ॥१६॥

वादिप्रौढतमिस्रखण्डन विधौमार्तण्ड बिम्बोदयः

काणादादि समस्त शास्त्र विपिने प्रोद्दाम कण्ठी रवः

तच्छिष्योगुरुराट्प्रचण्डमहिमाश्रीराजराजेश्वरा,

सम्प्राप्तो वटपत्तनें सुविजयी भुमण्डलंपर्यटन् ॥१७॥

अस्तीहभरतखण्डे नार्मदमह्याख्य तीर्थयोर्मध्ये ॥

निजरुचिजित निखिलपुरं विभवभरं वटपुरं नगरम् ।१८।

पठुचतुष्षटि चारुचतुष्पथंगगनगामिलसत्पुरुगोपुरम् ॥

विणयते वटपत्तनमृद्धिभिः सुखकरं पुरुहुतपुरोपमम् ।१९।

उपवनैर्भवनैःपरिमण्डिताप्रतिदिनंपरिमार्जितसत्पथ

वटपुरी सकलर्तुसुखप्रदास्फुरतिभोगवतीवविलासिनाम् ।२०।

गगनचुम्बिगवाक्षसमुज्ज्वलत्प्रियतनाननचन्द्रसमुज्वलम् ॥

नहरिधामदिगन्तमहद्यशःपुरुसुखंहिसयाजिपुरंमहत् ॥२१॥

यस्यप्रान्ते तरङ्गैर्लसति तरलितो देवसिन्धुस्तडागो

यस्मिन्राजासयाजीनरपतितिलकोराज्यकर्तासपुत्रः

तस्मिन्प्राप्तोदयार्कुनरपति तिलकैःसेव्यपादाब्जयुग्मः

श्रीमान्राजाधिराजो जयरवसहितो राजराजेश्वरोयम्।२२।

श्रीमत्कौशिक गोत्र भुषण मणिः श्रीसामवेदीकिल

बापालालशुभाह्वयोद्विजबरः श्रीमालिकाज्ञातिजः ॥

धन्यः पुण्यबंतापवित्रचरित स्तस्यालये भाग्यवान्

जातःसद्गुणवान् पवित्रतनयोह्यम्बादिमः शङ्करः ॥२३॥

षट्शरन्देन्दुमिते विक्रमवर्षे विहाय सर्वस्वम् ॥

वैशाखमासिशुक्लेसप्तम्यांयो गृहीतवान्दीक्षाम् ॥२४॥

श्रीशङ्करेणतस्मिन् स्वीयंतेजस्तुतत्क्षणोनिहितम् ॥

लोकैर्वन्दित चरण स्तदैवजातो हमा प्रतापीच ॥२५

॥ ૐ ॥

## સાર્દુલ વિક્રીડિત છંદ.

ગોરી પુત્ર ગજાનના, ગુણનિધિ કોડે કૃપા તે કરો.
આરંભુ લઘુ ગ્રંથ સ્નેહ ધરીને, હેતેથી વીઘ્નો હરો.
ત્રાતા છો ગુરૂ આપ સર્વ જનના, શર્ણે સદા રાખજો.
માગુંછું જગદીશ્વરા સ્તુતિ કરી, બુદ્ધી રૂડી આપજો.

## માલિની છંદ.

નયન વચન કૃત્યે, જે કીધાં પાપ મોટાં.
કરણ ચરણ હસ્તે, મેં કીધાં કર્મ ખોટાં.
અતિશય મમતાથી, દયો ક્ષમા ઇશ મુને.
હર હર પરમાત્મે, હું ભજુ નીત્યે તુને.

## સાખી.

સરણે રાખી પ્રભુ મને, કરજો દુઃખનો નાશ.
ભક્તિ ભાવથી પ્રભુ તમે, ઉધારજો તમ દાસ.
સુદ્ધ ભક્તિ દેજે હરી, દિલ રાખીને ઉદ્દાર.
કરજોડી વિનંતી કરી, વિનવે દાસ અપાર.

## ગીતી.

બ્રહ્મ ભુષણ જગ કરતા ભવ ભય હરતા ત્રિભુવન સુખ કરતા
વંદુ કમળ વદન હું વિશ્વ વિશે વિખ્યાત વેદ ધરતા

અગણીત ગુણ ગાયત્રી સુજ્ઞ વિપ્રનું તેજ તમે કહાવો
ગ્રંથારંભે સમરૂ હેત ધરી હરી અરજ સુણી આવો

શાર્દુલ વિક્રીડિત વૃત.

વંદુ હું પરમેશ વ્યાપ્ત ગુરૂને વંદુ મધુ ઇશને
વંદુ સર્વ સરણ્ય સત્ય પદને વંદુ જગા ધીશને
વંદુ દેવ દયાનીધી ગુણનીધી વંદુ છું વીશ્વેશ્વરા
વંદુ સ્નેહથી નીત્ય ખંતધરીને હું રાજ રાજેશ્વરા

દોહરો.

મધુસુદન ગુરૂને નમુ, માગુ પ્રેમ પ્રસાદ.
દયા કરીને દીજીએ, હરિહર અમૃત સ્વાદ.
વાણી શકે નહી વર્ણવી, સદગુરૂ સત્ય સ્વરૂપ.
મન બુદ્ધી પહોંચે નહી, અકલ અનુપમ રૂપ.

હરીગીત.

જે સુખદ સત્ય સ્વરૂપ શંકર, અજર જન્મ રહિતનુ.
પ્રાગટય સંક્ષેપે કહું, સુણજો વૃતાંત સ્વહિતનું.
ગૌતમ રૂષીના શ્રાપથી, સંતાપ વીપ્રોને થયો.
સતકાર ભાગ્યો સર્વને, નિગમ ધર્મ સમી ગયો. (૧)
બળ અકળ બૌધ્ધ તણું વધ્યુ, ઊલટા પડયા અવનીપતી
સુભ યજ્ઞ યાગાદી ક્રીયા, અચકી થયા સૌ દુરમતી.
વધ્યુ જોર જતીને સેવડાનું, વેશ્વ દેવ ક્રીયા ખડી.

પામ્યા ન અર્ધ મ્હાન અમર, તવ ધરા ધ્રુજી પડી (૨)
સંધ્યાસુ તર્પણુ સ્નાનનો, મહીમા ન માને માનવી.
દર્શન પુજન અર્ચન વિધી, જાણે ન જમુના જાન્હવી.
પ્રબળા થયા દાનવ અને, દુર્બળ બન્યા દિતિ નાતનો
અતી ભાર અવનીપર થયો, અઘથી મલીન બન્યાજનો (૩)
સુરભી રૂપે મહિ સંચરી, વિધિ વિશ્નુને વિનવ્યા જઇ
શિવ પાસ સર્વે સંચર્યા, સુકતી અવર સુજી નહી.
વિનવ્યા પશુપતી વિનયથી, બોલ્યા વચન હર તે ક્ષણે
હું છું અજન્મ તથાપી, લઉં અવતાર સુર સુખ કારણે (૪)
વરદાનથી સુર સાથ સંતોષી, સદન નિજને ગયો.
આ આર્ય અવનીમાં સુખદ, અવતાર સંકરનો થયો.
સન્યસ્ત વેશે સર્વને પરછંા, પ્રગટ દીધા ઘણા.
સ્થાપો પુર્નનીજ ધર્મ સંશય, ભાગીને સર્વે તણા. (૫)
દીગ વિજયે કરતા આવીઆ, કાસી વીશેજ કૃપાનીધી.
વિધી સાથ મંડન મીશ્રનું, કીધો વીવાદ યથા વીધી.
બાંધી સરત એશ્રી મુખે, હારેજ જેહ વીવાદમાં
તે સીષ્ય થઇ સેવે ચરણ, સત્ય ધર્મ સાક્ષી યાદમાં (૬)
અંતેજ મંડનમીશ્ર તે, હારી તજી હઠને રહ્યા.
નારી સરસ્વતી એહની, એ વચન ત્યાં હરને કહ્યા.
અર્ધાંગના હું એમની, પામુ પરાજય જ્યાહરે.
પરિપુર્ણ પામ્યા વિજય શંકર, તમે ગણજો ત્યાહરે (૭)

સુણી વચન સતીનાં સંકરે, નિજ ધ્યાનમાં જોયું તદા.
સન્યસ્ત હુ શૃંગારની, ના વાતમાં સમજુ કદા.
કુંદન તણું ઘડનારનું, બળ લોહમાં નવ પરવડે.
સાગર તણાં તરનારને, જુગ્તી ન સરવરની જડે. (૮)
માટે મુદત ખટમાસની, માગી સમાધી આચરી.
અમરીખની મ્રત કાયમાં, કીધો પ્રવેશ કૃપા કરી.
શૃંગાર રસનો ભેદ રાણી પાસથી, સઘળો લહુયો.
ઊતરી સમાધી તે ક્ષણે, સુખી સાથ સેવકનો થયો. (૯)
નૃપતી ગયો કૈલાસમાં, નારી સહીત ભવને તરી.
પાછા પડયા પરછા થકી, સૌ વેદ ધર્મ તણાં અરી.
માંડયો વીવાદ યથા વીધી, હારી સરસવતી સર્વથા.
શીરનામી નીજ ભરથારને, સોંપ્યો પ્રભુપદમાં યથા (૧૦)
ત્યાં પુષ્પ વૃષ્ટી પ્રસન્ન થઇ, આકાશથી અમરે કરી.
સદધર્મના પ્રતીપાળ સંકર, સુખદ ગુરૂ સર્વો પરી
ડંકો વિજયનો દસ દીસા, એ રીત કરી અવની પરે.
પાખંડ મત ખંડન કરી, સ્થાપ્યો સુધર્મ પુનઃ હરે. (૧૧)
એ અજતણો અવતાર પોતે, પ્રગટ શીષ્ય પરંપરા.
આચાર્ય સારદા પીઠના, અભી ધ્યાન યોગ્ય સુરેશ્વરા.
દ્વારામતી દ્વાતાગતી, જ્યાં તીર્થ ગોમતી પશ્ચિમે.
સુખધામ સામ સુવેદને, મહા વાકય તત્વમસી રમે. (૧૨)

પુર્વેપુરી જગદ્દીસમાં, શ્રી પીઠ ગોવરધન છે.
ત્યાં મધ પાદાચાર્ય, પુરણુ શીષ્ય જે પાવન છે.
પ્રજ્ઞાન માનંદ બ્રહ્મ છે, મહા વાકય વેદ રધુરટે.
સુભ તિર્થ નામ મહોદધી, માહાપાપ દરસનથી મટે. (૧૩)
દક્ષીણુ દીસે શૃંગેરીમઠ, રામેશ્વરે સુભ સ્થાન છે.
આચાર્યે પૃથ્વીધર તૃતીય, સિષ્ય ત્યાં જગમાન્ય છે.
જયાં તુંગભદ્રા તીર્થને, વળી યજુર વેદ અનુપ છે.
વળી અહં બ્રહ્માસ્મિ તણુ, મહાવાકય મોક્ષ સ્વરૂપછે. (૧૪)
ઉત્તર દીશાએ બદ્રિસાશ્રમ, અગમગિરી હીમાચળે,
જયકારી જયોતીરપીઠશ્રી, આચાર્ય તોટક તે સ્થળે.
જયાં અલકનંદા તીર્થજે, અથર્વણુ સુવેદ છે.
અયમાત્મા સુવાકય મહતનો, સાર સકળ અભેદ છે. (૧૫)
હદ ચાર બાંધી એ રીતે, નીજ સિષ્ય સ્થાંપ્યા સંકરે.
આચાર્ય બની આ આર્યમાં, નીજધર્મની રક્ષા કરે.
પદતીર્થ આશ્રમ શારદાવન, અરણ્ય પીઠ ગોવરધને
પર્વતગીરી જયોતીર્મઠ શ્રંગેરી ભારતી પુરી ભણો. (૧૬
કિટ ભોગને આનંદ ભુરી, સંપ્રદાયો ચાર છે.
સ્વરૂપ પ્રકાસીનંદ ચૈતન, બ્રહ્મચારી સાર છે.
સિધેસશ્રી જગદીશ, બદ્રિનાથ શ્રી બ્યારાહ છે.
કાળી સુવિમળા ગીરીપુના, કામાક્ષી દેવી ત્યાંહછે. (૧૭)
સુભ સંપ્રદાથી બ્રહ્મચારી, દેવ દેવીઓ દીસે.

મઠ શારદા ગોવરધને, જ્યોતીર શૃંગેરી વીશે.
તપયોગ વીદ્યા બળવડે, આ આર્યને આધીન કર્યો.
રચિગ્રંથ અગણીત જ્ઞાનના, ભંડાર ભારતીનો ભર્યો. (૧૮)
સદગુણ સદવીદ્યા નીતી, સદધર્મ વીપ્રોમાં વધે.
દે જ્ઞાનદાન સહાય હરો, અજ્ઞાન તિમિર ફરી બધે.
ઊન્મત દાંભિક અધમપર, અંકુશ રાખે સર્વદા.
નિજ ધર્મની પરનાળીકા, બાંધો હરે સુખની પ્રદા (૧૯)
એ નીયમ નીર્મળ બાંધીને, કૈલાસમાં શંકર ગયા.
ચાલે ચીલે આચાર્ય ચારે, ધામના જે જે થયા.
જે બદ્રીકાશ્રમને, વીશે, જ્યોતિપીઠ પ્રસિદ્ધ છે.
તે ગાદીએ આચાર્ય શ્રી, મધુસુદન અધપી સીધ છે (૨૦)
મઠ પ્રથમ વિરક્ષેત્રે કરો બીજો કર્યો ઉમરેઠ છે.
ત્રીજો કર્યો નડીઆદ, ચોથો શ્રીવસોમાં શ્રેષ્ટ છે.
મઠ પાંચમો વૌઠે કર્યો, છઠો સુમાતર ગામ છે.
સાતમ મહેમદાવાદ, ખેડે આઠમો સુખધામ છે. (૨૧)
નવમો વીરાટ પુર વીસે, દસમો કરયો મઠ બાવળે.
અગીઆરમોં સરખેજમાં, સાંન્તી કરી સરવે સ્થલે.
વૈરાટ નગ્રવીશે વસી, નીજ ધર્મની રક્ષા કરે.
પાવન કરી ગુજર ભુમી, સુભ યજ્ઞયાગો આચરે (૨૨)
સુભ બારમો આ યજ્ઞ, અમદાવાદમાં આરંભીયો.

મહારાજ મધુસુદનગુરૂનો, સુયસ સૌ ઝલકી રહ્યો.
મંગળ દીવસ દસરા તણો, મંગળ ઘટી દુરલભ્યછે.
મંગળ મહોતસ્વ આજનો, સુભ કાર્યનો આરંભછે. (૨૩)
મંડપ રચ્યો મનહર નવલ, મય દાનવે ચલવીમતી.
અભીમાન હરવા દક્ષનો, પ્રત્યક્ષ કૃતી શીવે કરી.
ઝલકે શિખર સુવર્ણ સમ, ઉપર પતાકા ફરફરે.
બેઠક રચી બહુ રીતથી, અવલોકીને આંખો ઠરે (૨૪)
શુકલ અંબાલાલને' આચાર્ય અન્ય બ્રહ્યસ્પતી.
સાસ્ત્રી શ્રી ચુનીલાલ, બ્રહ્મા વેદ વિદ મહામતી.
ઋત્વિગ રૂષિ મંડળમાં, બદ્રીનાથ સાસ્ત્રી મહારથી.
સત એકને પંચાસવર, વિદ્વાન મંગળ મુરતી (૨૫)
જવતલ સમિધ હોમાય, સ્વાહા શબ્દથી સાન્તી વળે.
સુભ વેદ મંત્ર ભણે દ્વિજો, આનંદ સાગર ઉછળે,
હોમાય ઘૃત પરનાળથી, જવાળા અતી ગગને ઊડે.
વળી પુષ્પ વૃષ્ટી થાય અનુપમ, દેવ દુદભી ગડગડે (૨૬)
સોભે સમાજ સુહામણી, સભ્યો દીપે જેમ સુરગણો.
હસ્તી ઝુલે દરબાર હર, ખોંખાર ઝાઝો હય તણો.
લક્ષ્મી તળાસે ચણ આંગળ, રિધ સિદ્ધી ગણ વીસે.
ગ્રહગણવીશે જયમ ચંદ્રત્યમ મહારાજ મધ્યમણી દીસે(૨૭)
ત્રિપુરારી આજે રીઝીયા, સુરજ ઉગ્યો સોના તણો.

આનંદ સૌને અંગનો, દસરા દીપો ત્સવથી ઘણો.
દરશન કરી પુરની પ્રજા, અતિશે પ્રસન ઊરમાં થતી
નરનારી દેસ વીદેશથી, આવે ઉમંગ ભર્યા અતી (૨૮)
રૂરકેધ્વજા સુભ ધર્મની આધીન અનપુર્ણા રહી.
અમૃતઝરે આકાસથી, સુખની સરીતાઓ વહી.
વાદ્યાવીવધ વાગે ઘણા, વૈરાગના ગીત ગાય છે.
આ યજ્ઞનો આનંદ તે, વરણ્યો ન મુજથી જાય છે. (૨૯)
ધન્ય શાલછે આ સાઠની, અતી સુખદ આશ્વિન માસછે
પુન્ય દીવસ પુર્ણીમાતણો પહોંચ્યા સકળ અભીલાષછે.
પ્રેરેકેરી પુર્ણાહુતી, સીરપાવ આપ્યા સોભીતા.
અગણીત દ્વિજ સંતોષીઆ, ભોજન જમીને ભાવતા. (૩૦)
માહારાજ શ્રી મધુસુદનજી, સત્કર્મ આવા આચરો.
દિગવિજય કરીને દેશમાં, પાખંડ મત ખંડન કરો.
દિર્ઘાયુ ભોગવો દેહથી કિરતી પ્રસારો ધામની.
પામો ઊદય દ્વિજમાત્ર, ઇચ્છાએ મહાસુખરામની. (૩૧)

રાગ ઘોળ

મહારૂદ્ર વર્ણન.

રૂક્ષમણી વીવાહનો રાગ.—કાગળ લખીને વિપ્રને આપ્યોરે
શંકરૂ સ્વામીને શીસજ નામુરે; જુવો મધુસુદન મુજ સામુરે
સમરૂ સ્વામીજી સમરથ જાણીરે, આપો પ્રભુ અવીચળ વાણીરે

દીકર જોડી પુછ્યુ વાતરે, ક્યાં ક્યાં મખ કર્યો શંભુનાથરે.
એકાદશ યજ્ઞ મહી માયરે, અથ ઇતિ સંભળાવો ત્યાંયરે.
તાતે કૃપા કરી સામુ જોયુંરે, દાસ ભવાનીનુ મન મોહ્યુંરે
ધન્ય ધન્ય તે મમ અવતારરે મને મળ્યા તે જુગદાધારરે
મધુસુદન બ્રહ્મ સ્વરૂપરે આવ્યા, ચૌદતે લોકના ભુપરે.

ઢાળ.

એક સમે હરી આવીયા, જહાં રાજનગર ગામ.
સારંગપુરે પરવર્યા, વાડીમાં કીધો મુકામ.
વિશ્વવ્યાપક વેદ નાયક, ગુણનિધીના ભંડાર.
વદન કમળ જળહળે જેની, શોભા તણો નહી પાર
વરીષ્ટ વીભુ ત્યાં વીરાજીઆ જાણે નભ ચડયો ગ્રહરાજ
કૃપાધના કિલષ્ટ કાપવા, સન્નિધ આવ્યા મહારાજ.

રાગ ધોળ.

પરિબ્રહ્મ તે મનમાં વિચાર્યુરે, પ્રજા પાલન કરવા ધાર્યુરે.
યાગ યજ્ઞ કરૂં નીરધારરે, સુર સહુ પ્રસન્ન કરૂં આ વારરે.
પામે ક્ષિતિ તનો સંતોષરે, નરહે રિષ્ટ સુષ્ટિમાં નિસેષરે
એકાદશ લઘુ રૂદ્ર કીધાંરે, તદપિ દુધ હરીએ પીધાંરે.
પ્રજા પાલણુ કરવા નાથેરે, શંભુએ વૃત લીધુછે માથેરે.
માહા રૂદ્રની કીધી પેરરે, વિશ્વાધીસે કરીછે મહેરરે.
દસરાને તે વાર છે બુધરે, તે દિન કરીછે ભુમી શુદ્ધરે

ઢાળ.

માહારાજ કહે મુની સાંભળો. રચો મંડપ શોભીત અપાર
વિધી સહીત કરો સ્થાપના, તેડો વીશ્વકરમાં આવાર
વિશ્વકરમા ત્યાં આવીયા, કીધી શોભા અપરમપાર.
ચમત્કૃતી ચોક પુરીયો, મુખે કહેતાં ન આવેપાર.

રાગ ધોળ.

તેડયા કારીગરો તે ઠારરે. સોની સુતાર ને લવારરે.
માહા મંડપ રચીયો ત્યાંહરે, રત્ન જડીત્ર કુંભીઓ જ્યાંહરે
સાવ સોનેરી મોભ ઘડાવ્યાંરે, હીરા જડીત્ર કળસ ચઢાવ્યાંરે
માંહે અનેક જુગતી જાણીરે, પચરંગી સુરચના આણીરે

ઢાળ.

રંગની સોભા આદરી, જુગતિ શું જુદી જાત.
ચીત્ર વીધવીધ તાણીયા, કોરા પુષ્પ જુદી ભત.
સોનેરી રંગ માંહી પુરીયા, પશુ પંખી કરૂં શા વખાણ.
મંડપ બન્યો માહા મુલ્યનો, જાણે વ્યોમ ચડયો છે વાણ.

રાગ ધોળ.

અંબાશંકરે મુરત સાંધોરે, ચાર દીશાએ દોરી બાંધીરે.
જગા ચોવીસગજ ભરી લીધીરે, જહાં કુમકુમ પુરણી કીધીરે
આદિનાથ શાસ્ત્રીજી આવ્યારે રૂષી મંડળ સર્વે લાવ્યારે.

ઢાળ.

મધ્ય તે કુંડજ સ્થાપીયો, પરવાળાની બાંધીછે પાળ.
મોતીના ચોક પુરાવીઆ, તોરણુ બાંધ્યા છે બહાર.
મધ્ય બીરાજે તાતજી, મધુસુદન માહા ભુપાળ.
વૈરાટપુરથી આવીઆ, વીશ્વેશ્વર દીન દયાળ

રાગ ધોળ.

ત્યાં કણુ રૂષી તે:સરવે આવ્યારે, જગત્રય ગુરૂને મન ભાવ્યારે.
શાસ્ત્રી વેદ ભણેછે વાણીરે, સ્વાહા શબ્દ બોલેછે તાણીરે.
ચારે વેદના વાકયજ બોલેરે, નાવે મધુસુદન સમતો લેરે;
ચુનીલાલ સોભે છે અતીરે બ્રહ્મસ્થાને બીરાજે મહા મતીરે.
જવતલ સમીધ ઘૃત હોમાયરે, જેની જવાળા ગગન માંહીજાયરે;
પુષ્પ વૃષ્ટી અનુપમ થાયરે, ત્યાં કણુ ગાંધરવી ગીત ગવાયરે.
દેવ દુંદભી ત્યાં ગડગડીયાંરે, દેવતાઓ વૈમાને ચડીયાંરે;
આવ્યા યજ્ઞ જોવા સહુ સુરરે, જાણે સરીતામાં ચડીયું પુરરે.
બાંધી નભમાં વૈમાને પાગરે, આવ્યા પાતાળથી શેષ નાગરે;
રવીન્દુ રાંદલ રોહીણી રાણીરે, આવ્યા ઇંદ્ર સાથે ઇંદ્રાણીરે.
યક્ષ કીનર ચોસઠ જોગણીરે, આવ્યા બ્રહ્માસાથે બ્રહ્માણીરે;
જય જયકારતે ત્યાં વરતાયરે, મધુસુદન હરખ નમાયરે.

ઢાળ.

કેલાસપુરથી આવીયાં, ગણુ ગીરજા શંભુનાથ;
લક્ષ્મી સહીત હરી આવીયાં, કોટી છપન જાદવ સાથ.

તરીયા તે તોરણુ બાંધીયા, માનુની મંગળ ગાય;
નગર જન સહુ નીરખવા, આવ્યા યજ્ઞ મંડપની માંય.
ઉડે ધ્વજા શુભ ધર્મની, અન્નપુરણાં આધીન રહી;
ઝરમર ઝરમર મેઘ વરસે, અમૃત નદીઓ વહી.
સકલ નગર સંતોષીયું, થયો સૃષ્ટીમાં જયજયકાર;
પાખંડ મત ખંડન કરી, ઉઠયા તે વીશ્વાધાર.
શુભ સાલ છે શાઠની, સોભીત આશ્વીન માસ;
પવીત્ર દીન પુર્ણીમાં તણી પહોંચી તે સરવની આશ.
પ્રીતે કરી પુરણાંહુતી, શીરપાવ આપ્યા સાર.
સકલ દ્વીજ સંતોષીયા, ધન્ય છોટાલાલ કારભાર.

ધોળ.

યજ્ઞયશ સાંભળે દઇ કાનરે, તેને રીઝે તે શ્રી ભગવાનરે.
કષ્ટ કાપશો સંભુનાથરે, દોહીલી વેળાએ ઝાલસે હાથરે;
મધુસુદન મહીમાં જેગાસેરે, તેના જન્મ મરણુ ટળી જાશેરે.

ઢાળ.

હે તે શુ આપે શ્રીહરી, મન ઇચ્છીત પુરે આશ.
દાસ ભવાનીને ભેટીયા, મધુસુદન શ્રી અવીનાશ;

નમન કરૂં માતુ એ રાગ.

શરણે રાખો ગુરૂરાજ, કૃપાળુ સ્વામી મધુસુદન મહારાજ.
વિનતી કરૂં છું આજ, કૃપાલુ સ્વામી મધુસુદન મહારાજ;

શંકર સ્વામી પ્રગટ છે પોતે, પુન્યની બાંધી છે પાજ. કૃપાલું
અનંત કાળના તાપ મટાડી, ટાળી અંતરની દાઝ. કૃપાલું
સંસાર સાગર તારવા કાજે સંત બનાવ્યા ઝાંજ કૃપાલું
અખીલ જગતના અંતર જામી, સુધારો છો કાજ. કૃપાલું
રાજનગરમાં બીરાજે પોતે, સાથે છે બ્રહ્મસમાજ. કૃપાલું
દ્વાદશ યજ્ઞ પુરણ કરીને રાખી છે ભકતોની લાજ. કૃપાલું
અરજ બાળકની ઊરે ધરીને, શરણે રાખો મહારાજ. કૃપાલું
શશિ સમાન ગુરૂ શાન્તિ સ્થાપો ભવાનીના શીરતાજ કૃપાલું

પદ. ધનાશ્રીનુ.

વૈદિક ધર્મશ્રીકાર. વીરા. ટેક.
સત્ય ધર્મનું સત્વ સમાયું (૨) હૃદય ઊઘાડી વીચાર. વીરા.
દુઃખ નીવારણ એ સુખકારણ. (૨) શુદ્ધ સ્વરૂપ સ્વીકાર. વીરા.
નીત્ય નીરંજન ભય દુઃખ ભંજન. (૨) બ્રહ્માનંદ અપાર. વીરા.
સુખ અલૌકીક અક્ષર બ્રહ્મે. (૨) એક જગનનો સાર. વીરા.
ભક્તિ ભાવથી હરહર વાણી. (૨) અહો રાત્રી ઊચ્ચાર. વીરા
સાધન ભવજલ ધી તરવાનું. (૨) ૐ ભવાનીસાર વીરા

પદ. બીગરી કોણ સુધારે એ રાગ.

ઓ ઇશ્વર તું જગત સકળનો, એક નીરંજન સારરે, ટેક.
વિશ્વંભર તુજ નામ શ્રવણમાં, પડતાં ઉપજે પ્યારરે. ઓ.
કરતાને ત્રીભુવન ભરતા તું પોષણ શીશુ આધારરે,
જ્યાં ત્યાં મહીમાં તારો નજરે આવે અનુપ અપારરે. ઓ.

અણુ પરમાણુથી ગીરીમોટા, એક કૃતી કિરતારરે,
નીગમ અગમમાં નજર ન પહોંચે તું પ્રભુ સર્વા ધારરે. ઓ.
કથન કહુ કથી ક્રોડ કદી હું, વર્ણન વાણી બહારરે;
પણ ગુણ અણુતાં તુજ ભવાની પ્રાણી ન પામે પારરે. ઓ.

ગરબો રાગ પુનમ ચાંદનીરો.

પ્રેમે જ્યોતિરમઠથી, જગત ગુરૂ પધારીયારે.
પ્રભુના દરશન કરતાં, પાપ નીવારણ થાય;
એવા જગત ગુરૂના, પદ્મપંકજ નીત્ય સેવીએરે.
ભાવે હળીમળી, ચાલો સૌજન સાથમાંરે;
કીધો મુકામ જયાં છે કામનાથ, મહાદેવ. એવા.

સાખી.

ભરત ક્ષેત્ર ભુમી મહી, બદ્રીકાશ્રમ વાસ;
પધારીયા વૌઠા થકી, રાજનગર શુભખાસ.
રૂડો ડંકો નિશાન, શંખનાદ થાયે ઘણુંરે;
જાણે શોભે કૈલાશે, શીવ બ્રંહ્માકાર. એવા

સાખી.

સાયંકાળ પછી તહાં, શીવ પુજા શુભ થાય;
ધુપ દીપ ચંદન થકી, આરતી ત્યાં ઊતરાય.
ગુરૂના દરસન કરીને, સરવેજન સંતોષીયારે;
હસ્તે દંડ ધરીને, બેઠા શીવ સ્વરૂપ. એવા

સાખી.

શીવ સમીપ સ્તુતિ કરી, આવ્યા આસન જયાંહ;
નેકી ત્યાં બોલાઇને, બેઠાં મંડળ માંહ્ય.
તે પછી ભક્ત જનોને, મંડળમાં બેસાડીયારે;
આપણું આદરવો અંહી, મહારૂદ્ર નીરવાણ. એવા.

સાખી.

માર્ગશીર્ષ ત્રિતિયા વદી, ઓગણીસેં પાંસઠ;
તે દીન રૂદ્ર શરૂ કર્યો, હરખ્યા શીવ સાક્ષાત.
શાસ્ત્રી પુરાણીઓ મંડપમાં બીરાજ્યારે;
મંડપ દીપે જાણે, શ્રેષ્ટ પુરી કૈલાસ. એવા.

સાખી.

વાર ચંદ્રને છઠ દીને, પુર્ણાહુતી તમામ;
આનંદોત્સવ થઇ રહયો, રાજનગર નીજગામ.
જગત ગુરૂ પરતાપે, પાપ પુંજ પુરા થયારે;
સર્જન શીત્ર શીવ ભજતાં, ચાલ્યા સૌને ઘેર. એવા.

સાખી.

અલ્પ મતીથી આરચ્યો, ગરબો ગુરૂનો આજ;
ભુલ ચુક માફજ કરી, મેહેર કરો મહારાજ.
જયજય જગત ગુરૂના, ચરણે શીસ નમાવીએરે;
બોલો હર હર હર માહદેવ કરી જયકાર. એવા.

## ગરબો રાગ પુનમ ચાંદની.

ગાઓ ગરબો આજે, રસીક ભોળાનાથનોરે;
જેથી ઉરમાં વાધે આનંદ અપાર.
એવા શ્રીશંકરને ભજીએ, સૌજન સાથમાંરે;
નીરમળ ગંગા જળથી, શાંબ પુજા નિત્યે કરોરે;
શીવજી આપે પોતે, સુખ શાંતી નીરવાણ     એવા.

સાખી.

કાશીપુરી વાસો કરી, ઠરીયા ઉતમ ઠામ;
ભાવ સહીત તુજને ભજે, આપો મોક્ષનું દાન;
રાજા રાવણને લંકા આપી તમેરે;
આપ્યા બાણું સુરને વર ભુજ એક હજાર.     એવા.

સાખી.

પુન્ય ઉદયથી પામશો, ઉતમ મોક્ષ અપાર;
જુઠી માયા જગતની, તેમાં નહીં કાંઇ સાર.
તેથી ચેતી લ્યોને, ચતુર નરને નારીઓરે;
તેથી દીવ્ય સ્વરૂપે, થાય ભલો ઉદ્ધાર     એવા.

સાખી.

કંચન કાયા કારમી, લેશ ન આવે કામ;
સુધી જીવણ ચાલવું, ઠરીન રહેવું ઠામ.

ત્યારે મારૂં તારૂ શું કરવા, કરવું પડેરે;
સાથે આવે સાચુ શીવજી કેરૂં નામ. એવા.

સાખી.

ભાવ થકી ભકતી કરો, સૌકો નરને નાર;
સુખ શાંતી પામો સદા, વરતે જયજયકાર.
અતી ઉમંગે ગાજો સૌજન શીવનેરે;
જેથી આ ભવ પરભવ મળશે સુખનુ ધામ. એવા.

સાખી.

અલ્પ મતીથી આરચ્યો, શીવનો ગરબો આજ
ભુલચુક માફજ કરો, કરૂણા ના શીરતાજ.
ગાઓ ગરબો. એવા.

આસાવટી.

નીજ જનને સુખકારી, સ્વયંભુ ટેક.
વ્યાપક બુદ્ધી શુદ્ધ વિશે તું ફેલી શીતુરીન પ્યારી;
માયા તારી સૃષ્ટી વિશે બહુ, પેખી સહુ બલીહારી. સ્વયંભુ.
પરમાણુંથી પર્વત સઘળા, એક કૃતી વિભુતારી;
સુક્ષમથી પણ સુક્ષમ તારૂં, સ્વરૂપ વિરાટ વિહારી. સ્વયંભુ.
ધ્યાન ધરી નરનારી કૃતારથ, મનથી માને મોરારી;
પાર ઊતરવા સાધન ભવમાં, ભકિત એકજ તારી. સ્વયંભુ.
પાળક તારક ભકત જનોના, ઇશ્વર તું ભયહારી;
ભાવે 'ભવાની' શિશ નમાવી, ભકિત શુ ઇચ્છુ તારી: સ્વયંભુ.

## ધ્રૃપદ.

ભજ હરી હરી નીત્ય નામ;
તજી માયા ઉપાધી તમામ.
શુદ્ધ વૃતી કરીને મુદ્દામ. ભજ.
રાત્રીદીન ધરી શ્રેણી સ્વયંભુ, પાપ તાપ હર વીનવું હે વિભુ;
આનંદ કંદ સુખ છંદ એ પ્રભુ, વંદન વાર હજાર. ભજ.
એક ઇશ પ્રભુ અજર અમરતું, નામ ઠામ વીધ વીધ પ્રભુ ધરતું;
સેવક જન સજ્જન સુખ કરતું, પ્રણવું પ્રેમે મોરાર. ભજ.
સત્ય ભક્તિ પ્રીતીસ્થાન નરંજન, ભય દુઃખ ભંજન વંદન નંદન;
ભક્ત ભવાની સુખકર દીન દીન, પાવક વિશ્વાધાર. ભજ.

## પ્રભાતી.

મુર્ખ માયા તજી શ્રી હરી લે ભજી, સકળ સંસારનો સાર જે છે;
અખીલ બ્રહ્માંડનો એક પાળક પ્રભુ, કર્મ કર્ત્તા પરમ સર્વ એ છે.
નામ નીર્મળ હરી શુદ્ધ ચીત્તે કરી, રાત પ્રભાતમાં સ્મરણ કરતા;
પાર સંસારનો સઘ સૌ પામશે, ધ્યાન હરીનુ શીખે નીત્ય ધરતાં.
સકળ બંધન ધરા ધ્યાન કરતાં પરા, ચમક પણ વિપળમાં તુટીજાશે
સ્તુતિ ઉચ્ચારી તું શીખ સારી ધરી, ધામ અક્ષર વીશે બેશ જાશે;
કીર્તી આ લોકની સર્વ ખોટી ગણી, ધાર પર લોકનો માર્ગ સીધો;
શીખ ભાવે ભવાની ભલી આપતાં, દેહ કલ્યાણનો બોધ દીધો.

લાવી લાવી લાવીરે માહારાણી ખબર એક લાવી એ રાગ.

જોયું જોયું જોયુંરે, મેં તો મધુ સુદન મુખ જોયું;
યજ્ઞ મંડપ સખી દોડી જોવાને (૨) હરિ હરમાં ચીત્ત પ્રોયુંરે. મેં તો.
સત ચીત આનંદ ગુરૂ બીરાજે (૨) શ્વાંમી શુ મનડું મોયુંરે. મેં તો.
નારાયણને નમન કરીને (૨) બ્રહ્મસ્વરૂપ શુદ્ધ જોયુંરે. મેં તો.
ચંદન પુષ્પના હાર ચડાવીને (૨) ઘટમાં જ્ઞાન બીજ બોયુંરે મેં તો
દાસ ભવાની ચરણુ શેવીને (૨) ચરણામૃતે ચીત્ત ધોયુંરે મેં તો.

ઉર પામે છે પરીતાપ એ રાગ.

ભાંગો ભાંગો હે ભીડ ભંજન, ભીડુ માહરીરે;
પ્રહેલાદ ભક્તને તમે ઊગાર્યો હિરણાં કંસને નખે વીડાર્યો.
ધરિયું નૃસીંહ રૂપ ભકતની, ભીડ હરીરે. ભાગો.
ભિસ્માસુર ત્રીલોક ભમાવ્યો, તાંડવ નૃત કરી અસુર ન ચાવ્યો.
પલમાં લીધા પ્રાણ, મોહની રૂપ ધરીરે. ભાગો.
સુદામાના તાંદુલ ભક્ષી, દરિદ્ર હરી વાલા સંપતી બક્ષી;
અવીચલ પદવી આપી રઘુ વંશ મણીરે. ભાગો.
પાંચાલીના હરી પટ કુળ પુર્યા, કુન્તી સુત લાખા ભવને ઊગાર્યા.
ભક્ત બચાવા કાજ શ્રીપતિ થયા સારથીરે ભાગો.
રામ નામ ગજરાજ પુકારે, મચ્છ મુખેથી હરીહર ઊગારે
એક જાપ જપે ગોવીંદ ભાંગે છે ભુખડીરે. ભાગો.
મધુસુદન ગુરૂ ચડજો વારે, ભવાનીસંકર છે તમ આધારે;
તારો તારો તારો હે ગીરજાપતિરે. ભાગો.

### રાગ સદર.

વાલા યોગી મહેશ્વર, જન્મ મરણુ નીવારજોરે.

પ્યારા તાત મધુસુદન, શીશ કર સ્થાપજોરે; વાલા;
ભકતી રત્ન આપો ગુરૂ મુજને, તોટો ત્રીજોરીએ કયાં છે તુજને.
વિનતી ચીત ધરો કઠીન કષ્ટ સંહારજોરે વાલા;
કુમતિ જક્ષણીએ ઘેર્યો મુજને લળી લળી વીનવું હે પ્રભુ તુજને.
એ પાપોથી મુકત કરવા, વહેલા આવજોરે વાલા;
ભવ સાગરમાં ભુલો પડીયો, તુન સાચો સાહેબ મુને મળીયો.
શેવકને સત સંગની સડકે, ચડાવજોરે વાલા,
અર્જ કરી વાલા શ્વામીની આગે ભવાની સંકરજી પ્રભુ પાયે લાગે.
દયા કરી માહારાજ સેવકને તારજોરે વાલા.

### લલીત છંદ.

મધુસુદન હરી પ્રણુમુ હે પ્રભુ, શરણુ રાખજે દાસને વીભુ;
સકલ સૃષ્ટીમાં નામ તુજ ખરૂં ગુરૂ ચરણુ વીના કયાં જઇ ઠરૂં.
દુ:ખ હરી હરો દીલ દયા ધરી, અરજી એટલી નાથ માહરી;
કષ્ટ કાપજો સુખ આપજો ભકિત ભાવના ઉર સ્થાપજો.
જયોત કર ગ્રહી પંથ હું પડયો, હરી હીરો મુને કયાંઇ ના જડયો;
અખીલ વીશ્વ શામ હું ફરી વળ્યો, હીરો એક તું જયોતીર્ પતી મળ્યો.
રત્ન એક છે મધુસુદન મણી; બીજી સર્વે છે કાચની કણી;
માત તાત ભ્રાત તું છે માહરે, માટે હે ગુરૂ કરજે સહાયરે.

હે ગુરૂ તમેં કુમતી કાપજો સુમતી સર્વદા તાત આપજો;
દાસ ભવાની નામ તુજ રટે નાથ નીરખા ગંગાને ત્રટે.

રાગ ક્ષત્રી કલંક

વાલા સ્વામી અરજ કરૂં આજ, કૈલાસ પતી નરજ તીરે;
તમે સુધારો છો શેવકના કાજ, ગહુન છે તમારી ગતીરે.
દરસનથી ટળે છે બધા દુઃખ, કૈલાસ પતી નરજ તીરે;
શેવા કીધાથી મળે છે બહુ સુખ, ગહુન છે તમારી ગતીરે.
જે કોઇ આવે છે ગુરૂને શર્ણુ, કૈલાસપતી નરજ તીરે;
તેના ટાળો છો જન્મને મર્ણુ, ગહુન છે તમારી ગતીરે.
પુરી વૈરાટમાં પ્રગટ રૂપ, કૈલાસપતી નરજ તીરે;
સ્વામી અનંત બ્રહ્માડના ભુપ, ગહુન છે તમારી ગતીરે.
જગ્ત વ્યાપક પુરણુ બ્રહ્મ, કૈલાસપતી નરજ તીરે;
જેનો નીગમ ન જાણે મર્મ, ગહુન છે તમારી ગતીરે.
એવા મધુસુદન ગુરૂદેવ, કૈલાસપતી નરજ તીરે;
કરો હરદમ પ્રભુની શેવ, ગહુન છે તમારી ગતીરે.
કરજોડી કહે ભવાનીદાસ, કૈલાસપતી નરજ તીરે;
મધુસુદન પુરો મોરી આશ, ગહુન છે તમારી ગતીરે.

ભુજંગી છંદ.

કૃપા સિંધુ દેવા, સ્તુતિ આ અમારી.
કૃપાથી ઉરે નાથ, લેશો સ્વિકારી.

ખરૂં હિત આ અલ્પ, જીવો તણું જે.
કૃપા ઇશ જાણો તમે પુર્ણ રીતે. (૧)
શિશુ કોઠથી, માગણી સર્વ માગે.
તથાપી પિતાને, ઘટે તેજ આપે.
દયાળુ તમે, સર્વથી શ્રેષ્ટ સારા.
પ્રભુ કાપજો કષ્ટ, સર્વે અમારાં. (૨)
દયા સાગરા, સર્વ આનંદ દાતા.
પ્રભુ જગતના છો, તમે સત્ય ત્રાતા.
સ્તુતિ ગુણ ગાવા, હમેશાં તમારી
નથી ચાલતી, દીર્ઘ બુદ્ધિ અમારી, (૩)
સ્વિકારો પ્રભુ, નિત્ય સાષ્ટાંગ મારા.
સમરારી સમરૂ, શુદ્ધ શરણે તમારા.
વિનંતી અમારી ગુરૂ માની લેજો.
દયા દ્રષ્ટિથી પુર્ણ આશીષ દેજો. (૪)
ભલી ભક્તિથી વંદુ હું વારવાર.
ભવાનીની સ્તુતિ, કરો અંગીકાર.
ગુરૂ ચર્ણમાં હુ, નમી લાગુ પાય.
મધુસુદનાનંદ, અર્પો સહાય. (૫)

રાગ હોરી.

ગુરૂજી મેં તુમે બલીહારી. (૨)
ગુરૂ સત્સંગ વીણુકાંઇ મીલે નહીં બોધમૃત અહારી.
આશા તૃષ્ણા અલગી કહાડી લોભ પ્રપંચ સુધારી
ક્રોધ મદ હિંષા વીદારી. ગુરૂજી મેં
મોહમથિ મોહ શાન્ત પમાડી નાસ્તિકતા ભય ટાળી
વિષયા દિકવૃતી દુર કરીને ધર્મે નિયમ શુખકારી.
બતાવી છે મોક્ષની બારી. ગુરૂજી મે
કામ ક્રોધ મદમોહ લોભને જ્ઞાન ઊદદિમાં બોરી.
મળવિક્ષેપ દુર કરીને ઊરવશી સુરતી પ્યારી
ૐ મધુશુદન બીહારી ગુરૂજી મેં
તાપ ત્રીવીધીના શાન્ત પમાડી, ભય ભ્રષ્ટતાને ટાળી;
હેતે કરી ગુરૂ વચનામૃતથી, કાલકી ફાંસી તોરી.
દીની નીજ ભક્તિ ભોરી, ગુરૂજીમેં
વૈરાટપુરીમાં પ્રગટ સદા છો, પાઓ છો શુધા ગૌર ધોરી.
મધુસુદન ગુરૂપે ચીત લગ્યો હે ચંદ્ર મેં જેમ ચકોરી;
ભવાની કહે અરજ એ મોરી. ગુરૂજીમેં

અરે આ અબળાનો પોકાર નાથ જરી સાંભળોરે. એ રાગ.

અરે આ ભક્ત તણો પોકાર, નાથ જરી સાંભળોરે;
કરૂં હું વિનંતી વારમવાર, વારે વેલા વળોરે,

દુઃખીઆરો આ ભક્ત, તમારો રોજ—રટે
શંકર તમવીણ, ભક્તના સંકટ કોણ—હણે
કર કરૂણાં કીરતાર. અરે.
વેશ ધારી વિષઇ વાછડાથી, હિંદ: દુઃખ વેઠે અતી;
જ્યોતીર પતિ જગતાત સ્થાપો, વેદ ધર્મે મહામતી.
આપો મોક્ષ જે છે પરોક્ષ, એવી આ ભવાનીની વીનતિ;
કરૂણાં ના કમળાનાથ હે મહારાજ, આપો સુમતિ. અરે.

રૂડી રઢીઆળી રાત એ રાગ.

થયો આનંદ આજ (૨)
ચાલોને જઇએ શીવ દરબારમાંય
મધુસુદન મહારાજ. (૨)
વંદેથી દુઃખ દુર જાય પળ વારમાં.
આવ્યા વૈરાટ સુરપુરમાં (હારે) કીધા હોમ હવન જગમાય;
દેખીએ ગુજરાતમાં થયો.

સાખી.

ષટ રીપુ સંહારીને, અર્પો મોક્ષનું દાન;
હિમાલય પર જઇ વસ્યા તેનું ધરિએ ધ્યાન.
જેતે હરિગુણ હરીજન ગાઓ આ દેહ તણો આપણુ લઇએ લાવો;

સાખી.

ભવજળ માંહી ડુબતાં, તાર્યો ભકત અનેક;
ઓવ ગીરધારી તણું, ધ્યાન ધરે ધરીટેક

પ્રભુ ઉગારોરે, બાલ તમારાને પ્રભુ ઉગારોરે;
ભવ સીંધુ માંહી ભટકવાના દુઃખથી ટાળોરે.
પંથ બતાવોરે, શિવપુરીનો પંથ બતાવોરે;
ભક્ત ભવાની નિરાશ કરી, ન ટળવળાવોરે.

સાખી.

ઢોંગી ધુતારા વડે, હિંદ દેસ બેહાલ.
મધુસુદન મહારાજ દયે શીક્ષા તમ તતકાળ.

ઓવા ગુરૂ મહારાજ; (૨)
ભવાની ગુણુ ગાય છે દરબારમાં.
પ્રભુ સુખડાને કાજ (૨) હરિજન હરહર બોલે નિત્ય સવારમાં;

અભાગી હું છું રાજવંશી અરે એ રાગ.
સહાય કરો પ્રભુ આચાર્યને;
સ્મરૂ હું સદા પ્રભુ તુજ નામને—સહાય.

સાખી.

કેર કાળ કરતા અતી વીચાર ધરે ન સાર;
વેદ ધર્મના દવેષિઓ, ભમતા ઠારો ઠાર.
સહાય કરો પ્રભુ આચાર્યને, સ્મરૂ હું સદા પ્રભુ તુજ નામને. સહા૦

સાખી.

વિશ્વ પતી વારે ચડો, નોધારા આધાર;
વેદ ધર્મના અરી તણો, પ્રલય કરો કીરતાર.

સહાય કરો પ્રભુ આર્યને;

સાખી.

અખીલ વીશ્વના દિનમણી મધુસુદન મહારાજ;
રાગ દ્વેષ કુમતી હણી, સુખ કર તું ગીરીરાજ.

સહાય કરો પ્રભુ આર્યને;

સાખી.

જગન્નાથ જગ તાત તું જગત ગુરૂ જગરાજ;
ત્રીવીધી તાપ ટાળક તમે, ભવાનીના સીરતાજ.

સહાય કરો પ્રભુ આર્યને;

આજે આનંદ આનંદ થેઇ થેઇકાર થઓ એ રાગ.
ગુરૂ નામ સાચુ મોક્ષ જાચુ મેહેર કરો;
ગુરૂ વિનંતી કૃપાલ મધુ કાનધરો.
ત્રીભોવનનાથ ખરો ત્રિવીધીના તાપ હરો; (૨)

હર હર હર ગુરૂનામ.
ષટ રિપુ કરી ઠેર, પ્રભુ કષ્ટ હરો;
રાગ દ્વેષ વામી, આપ બ્રહ્મ તત્વઝરો.
જ્ઞાન ભંડાર ભરો, ફરીભવ માન ફરો; (૨)

હર હર  હર, ગુરૂનામ.
ભવાની જપે ૐ જાપ પાપ થાય પરો;
આર્ય બાલ ધરિ દયાન, અમૃત પાન કરો.
ભવ સીંધુ પાર તરો, ગુરૂ સુખ સ્હેજ વરો; (૨)
હર હર  હર, ગુરૂનામ.

આસા ગોઠી.

આર્યનું દુઃખ નિવારો, પ્રભુ તમે આર્યનું દુઃખ નિવારો;
સ્નાન સંધ્યાદિ નિત્ય કર્યેને, બાલથી વૃદ્ધ પસારો. પ્રભુ
વેદ અને ગુરૂ વાકયમાં શ્રદ્ધા દાન દયાને વિસ્તારો. પ્રભુ
સત સનાતન ધર્મ પ્રસારી, સંપથી જંપ વધારો પ્રભુ
દુરવ્યશન વિષયા દિક દોષો, સુમતી આપી વિડારો. પ્રભુ
પંથ મતાદિક દુર્મતી ટાળી, ૐહું જગ વિસ્તારો. પ્રભુ
વેદ વિધી યજ્ઞ કર્મના લોપે, દેશ દિન દુઃખીઆરો. પ્રભુ
બોધ અંકુસ પ્રભુ કર ધરીને બ્રહ્મ તત્વ સુધારો. પ્રભુ
બોધામૃત ભવાનીને દઇને, સફળ કરો જનમારો. પ્રભુ
મધુસુદન પ્રભુ કૃપા કરીને, ભારથ દેસ ઊદ્ધારો. પ્રભુ

હિંડી.

ગુરૂ ઇસ અહોનીશ કરૂં શેવા પ્રભુ પદ પુજી પામુ મીષ્ટ મેવા;
આપ જ્ઞાન દાન અરજ કરૂં દેવા. ગુરૂ

દાસ દીનપર મેહેર કરભારી, શિશુ લાડથી સ્તુતિ કરે છે તારી;
ગુરૂ વંદય થયા, સ્નેહ શું વિસારી. ગુરૂ
હરિ રસ જાચવાને કયાં જાઉં, કૈલાસપતી સંદેસો કયાં કાવું;
મધુસુદન પ્રભુ ઘટે નહી આવુ. ગુરૂ
અમે આથડી અટવી બધી આવ્યા, મોક્ષપદ માટે મામલા મચાવ્યા
મોક્ષ માર્ગ મુને કોઇએ ન બતાવ્યા. ગુરૂ
જગ્તપાળ તું કૃપાળ ભાળ સામું, મધુ ઇશ જગાધીશ શીશનામું
ભવાની કહે તમ વીણુ, કયાં વિશામું. ગુરૂ.

ઉરપામે છે પરીતાપ વચન તુજ સાંભળીરે. એ રાગ

કાપો કાપો અમારૂ કષ્ટ, તમે કમળા પતિરે.
ચંદ્રહાસની વારે ધાયા, વિષ બદલી પ્રભુ કીધી વિષ્યા.
ક્ષણું નવ લાગીવાર, દયાળુ જગપતીરે કાપો.
દશાનને રણમાં રોળી, ભક્તિ ભવીક્ષણુ દીધી ભોળી.
આપ્યુ લંકપુરીનું રાજ્ય, સહાય કીધી હરીરે. કાપો.
ધ્રુજીને અવીચળ પદ આપ્યા, બંસીધર સવરીબોર ચાખ્યાં
વાલા વિષ થકી, ઉગાર્યાં તે મીરાં સતીરે. કાપો
નૃપ અમરીષની પુરી આશા, છળ કરવા આવ્યા દુરવાશા.
ચક્ર ચડાવ્યું ચાક ચતુર ચિંતા ધરીરે. કાપો.
સત્યવાદી સુધનવા તાર્યો, ભ્રષ્ટમતીને પળમાં માર્યો.
શિતળ કીધો તાતીકડા, ત્રીલોક ધણીરે કાપો.

દાશ ભવાનીની વારે ધાયા, ૐ ગુરૂ મધુસુદન મહારાયાં.
ગોવરધન ગીરધારી, બાંય ગ્રહુ માહરીરે. કાપો.

નાથ તુમ જાનતહો સબ ઘટકી. એ રાગ.

આવત મોરે નેસધપુરે મોરારી
મધુરાહુ દેખત પ્રજા સારી આવત.
અચલ શીલકો કચ્છ કીઓ હે, વૈરાગ ભસ્મ ૐ ધારી.
ધર્મ દંડ વિભુ હસ્ત લીઓહે, વેદ વદે ત્રીપુરારી આવત
નિતી પાયલીએ ઇસ ચડયાહે ધર્મ ધુરંધર ભારી.
જ્ઞાનમૃત જળપાત્ર ધર્યોહે, સાથે રૂષીઓકી ટોળી. આવત
ત્રયોદશા પ્રભુ યજ્ઞ હોવતહે મધુસુદન બિહારી.
દાશ ભવાની વિનંતી કરતહે, તારો નગરી તમારી આવત

હરીગીત

ધન્ય ધન્ય આ દહેગામને, ધન્ય લોક સહુ આ ગામના
ધન્ય આવીયા શંકર ગુરૂ, શ્રી ધોલકાના ધામના.
આવી મહોત્સવ આદર્યો, મહારૂદ્ર કરવા કાર્યજી
જયોર્તિમઠાધિ સ્વર ગુરૂ, મધુસુદન શીવ આચાર્યજી (૧)
શરૂ પોષ માશ ત્રયોદશી પુર્ણ કર્યો પુનમ દીને.
દિન લોક સુખી શુદ્ધ વેદીયા, દુર દેશથી બોલાવીને.
બહુ હોમી ધૃત જવતીલને શાંતી કરી શુભ કાર્યજી.
જયોર્તિમઠાધિશ્વર ગુરૂ, મધુસુદન શીવ આચાર્યજી (૨
પુર્ણાહુતી પુરણ થતાં, ઉત્સવ કીધો શંકર તણો.

નીકળ્યા નગર આખા વીશે, જોવા મળ્યા બહુ પુરજનો
મુનસિફ્ સાહેબ આદિ સાથે, અમલદારો વર્યજી.
જ્યોતીર્મઠધિશ્વર ગુરૂ, મધુસુદન શીવ આચાર્યજી. (૩)
બહુ બ્રાહ્મણો જમીયા મળી, દઇ દક્ષણા રાજી કર્યા.
શાળતણાં શિશુગણ સહુને પ્રેમથી ભેગા કર્યા.
વહેચી પ્રસાદી બોધ આપ્યો, મહેર કીધી સારજી.
જ્યોતીર્મઠાધિશ્વર ગુરૂ, મધુસુધન શીવ આચાર્યજી (૪)
સહુ બાળકો કરજોડીને, આશીષ ઇચ્છે સારજી.
શુદ્ધ વેદ ધર્મ વધારજો, એ આપનો આભારજી.
અમ બાળકોની પાર્થના' સ્વીકારી કરજો મહેરજી.
જ્યોતીર્મઠાધિશ્વર ગુરૂ મધુસુદન શીવ આચાર્યજી (૫)

મનમાને નહી સો ફેરા સમજાવું તોએ શું થાય એ રાગ

કર સુકૃત હાલ લાલ કાલ કરવું તે મીથ્યા માનજે.
ચળ પીપળપાન ઉદધી ઉધાન સમાન એ જીવતર જાણજે
જીવ ભ્રમર કમળમાં સપડાયો ચીંતેજ રવી ઉદય પામ્યો
ગજ કાળ કોળીઓ પકડાયોરે કર સુકૃત
નિજ જનનિ દુખમાં કોલ કર્યો મુખેં બોલ પાળ્યો ન એક ખરો
દુઃખ ગર્ભ તણાં તુતો વિસર્યોરે કર સુકૃત
તું બાળપણે રમત રમીયો યોવનમદ મોહુતને ગમીયો
ગઇ બાજી ઘડપણમાં ભમીયોરે કર સુકૃત

નિજ ધર્મ સ્વાર્થ તેં નવજોયો સંસાર સુખે ફોગટ ખોયો
ગ્રહી કાચ હાથ હીરો ખોયોરે કર સુકૃત
મમ મમ પૃથ્વી કરી જંગ કરે રણ યુદ્ધ કરી લખ પ્રાણ હરે
તે ધન ધરણી સાથ ન જાય ખરેરે કર સુકૃત
દીન એક જવુ ખાલી હાથે નહી મોહ કુટુંબ આવે સાથે
પ્રણ પાપ પુન્ય દોનુ સંગાથેરે કર સુકૃત
તું દાન દયા રદયે ધરજે મધુસુદન ગુરૂજીને ભજજે
દાશ ભવાની ભવ સાગર તરજેરે કર સુકૃત

ધીરાના પદનો રાગ

પારસને શું કરીએરે સ્વામીજી મારા પુરામણી
જેણે અમુલ્ય ભેટ આપીરે શોભા તેની શી કહું ઘણી પારસ
એરે ભેટમાં સર્વ સંપતી માનુ કલ્પતરૂને કામ ધેન
નવ નીદ્ધી અષ્ટ સીધીને માનુ વાહ ગુરૂ તમારા વેણ
હરીરસ મુજને પાયોરે પ્રભુજી મુને દિન ગણી પારસ
કુસંગને લોહુરે કહીએ સતસંગ પારસમણી
પારસ પરસે લોહુ કંચન થાયે એમ સેવોને ધીંગો ધણી
હરી હીરો ભેટોરે થાસો તમે હીરાકણી પારસ
મધુસુદન પંક પુજ તારે ચૌદ ભુવન પુજાય
ભવાનીશંકર કહે ગુરૂ પરતાપે શંભુ તણારે ગુણ ગાય
જયોતિસ્પતી સરખારે સૌને માથે સીરોમણી પારસ

## ગરબી

ગુરૂજી ભજ્યાની તક જાય છે રે, રૂડા ગુરૂજી ભજ્યાની તક જાય છે
માટે મુરખજન કરતું ઉતાવળ, ઓછી આવરદા થાય છે રે. રૂડા
અજ્ઞાન ઊધઇ લાગી અંગપર, ખોદી ખોદીને તને ખાય છે રે. રૂડા
નીત્યે ઊઠી તને પીડે છે પ્રેમદા ઝેરના પ્યાલા તને પાય છે રે રૂડા
ભવાની ભગત ગરીબ સરીખડો ગુણ મધુસુદનના ગાય છે રે રૂડા

પાંચ્યાં પાંચ્યો પદમણી, આવી હો એ રાગ.

નમુ નમુ ત્રીપુરારી દેવ હો, સંભુ કૈલાસના અધિકારી;
જટા મુગટમાં ગંગા નારી, રૂઢમાળ શોભે કંઠસારી.
વાહ વિભુ વિભુતી ૐ ધારી હો. શંભુ
વાઘામ્બર શીવ શોભે અંગે, નાગ ગણ ગિરજા પતી સંગે;
ગ્રહું ત્રીસુળ કરમાં ભારી હો. શંભુ
વ્રખભ વાહન કીધું છે નાથે, ડાક ડમરૂ શોભે શીવસાથે;
ભુત પ્રેત સૈન્ય ભય કારી હો. શંભુ
ગણેસ ગીરીજા છે અર્ધાંગે, ભકત ભાવથી માગણી માગે;
આપો આપો મુકિત ઉપકારી હો. શંભુ
ત્રીલોચન લલાટમાં શોભે કરૂણાશંકરનું મનજ લોભે
કરૂ ગુરૂ શેવા તમારી હો. શંભુ.
શીવ શીક્ષા છે સ્વર્ગનીસરણી સેજે તરસ્યો વશમી વૈદતરણી.
જપે ભવાની મધું ૐ કારીહો. શંભુ

રાગ સદર.

જોયા જોયા જ્યોતીર ગુરૂ દેવ હો, પ્રભુ સ્વામી સદા સુખકારી.
સતચીત આનંદ છબી તમારી મોહન મુરતી આનંદકારી;
તારો તારો શંભો ભવ વારી હો. પ્રભુ
ધર્મ ધુરંધર શીવ બીરાજે, ત્રણ રત્ન જડયા તમ તાજે;
જગ્ત ગુરૂ જગત જયકારી હો. પ્રભુ
ૐ કાર પદ પ્રભુ તમને છાજે સોહ્હંનાદ ત્રીલોકમાં ગાજે;
શેવા સદા ભવાની કરે તારી હો. પ્રભુ

પામરરે પ્રાણી હર ભજીલેને તું વહેલો એ રાગ.

મિથ્યા માયામાં શું ભરમાયો, પ્રપંચ સર્વે મેલો;
રાજા ધર્મ ઘેર લેખાં લેશે, છોડો સર્વે ફેલોરે. પામર
શીવપુરીમાં જીવને જાતાં કયાં માર્ગ છે સહેલો;
વૈતરણી વશમી ઊતરવી, જમડા મારસે ઠેલોરે. પામર
માત પીતા સાથે નહી આવે જીવ જાશે એકીલો
ધન દોલત સાથે નવ બાંધે પાઇ એક અધેલોરે.
મનુષ્યા દેહ ફરી નહીં આવે, હરી ભજીલે પહેલો;
મનુષ્યા જન્મ તારો વહી જાસે, પહોર રહ્યો છે છેલ્લોરે. પામર
મધુસુદન પ્રભુ ભજનમાં, જીવડા થાતુ ઘેલો;
ભવાની કહે દોહલી વેળા, બાંય ગ્રહે અલબેલોરે. પામરરે.

## જીવ કાયાને કેછેરે, ઓકાયા મોરી જીન.

કાયા તું છે જાદુગારી, ફુંદમાં ફસ્યો હું તારી;
પ્રભુને દીધા વિસારી, ઓકાયા મોરી.
તુજ સંગે દોસ્તી કરી, ઘડી ન બેઠો હું ઠરી;
પાપની તોપો ભરીરે, ઓકાયા મોરી.
સોસો વાર સમજાવી, ધુતારી ન સાન આવી;
હઠીલી દીધો ડુબાવીરે, ઓકાયા મોરી.
સુનિતીનો પંથ છોડયો, અનિતી સું પંથ જોડયો;
સત સંગનો સંગ તોડયોરે, ઓકાયા મોરી.
સદગુણુને વીસાર્યા, દુર્ગુણુને વીસતાર્યા;
ૐ કારન ઊરે ધાર્યારે, ઓકાયા મોરી.
આત્મા હું બ્રહ્માનંદી, કાયા તું ભાસે છે ગંદી;
તું સંગે થયો કુચ્છંદીરે, ઓકાયા મોરી.
તારી સોબતમાં મોયો, લસણુનો સંગ સોયો;
કસ્તુરી સુવાસ ખોયોરે, ઓકાયા મારી.
હીણું કૃત્ય કીધાં અંગે, વટલ્યો હું તુજ સંગે;
રમ્યો પરદારા રંગેરે, ઓકાયા મોરીઃ
પારકી પોતાની કીધી, આળ ગાળ વોરી લીધી;
સડકે ન ચડયો સીધીરે, ઓકાયા મોરી.
પારકી થાપણુ રાખી, જુઠી મેંતો પુરી સાખી;

પ્રભુને ન જોયા આંખીરે, ઓકાયા મોરી.
કાયા પીંજર આતારૂં, તેમાં શું હું મોહ ધારૂં;
નવ જોઇ તારૂ વ્હારૂંરે, ઓકાયા મોરી.
કાયા છોડ મારો છેડો, મુકી દે તું મારો કેડો;
ગીરધારી શું લાગ્યો નેડોરે, ઓકાયા મોરી.
કાયાની મમતા છોડી, હુંસરાજ જાસે દોડી;
વજ્જર પીંજર તોડીરે, ઓકાયા મોરી.
ભવાનીને સહાય થજો, મધુસુદનજી ભજો;
અનીતિના કામ તજોરે, ઓકાયા મોરી.

લોભીરે જીવડા જોને વિચારી નીહાળી એ રાગ.

જીવવુંને મરવું, ફરી ફરી અવતરવું;
માયામાં મુંઝાઇ રહેવુંરે. લોભીરે
કાયા માયા સુત નારી, તેમાં તું થયો ખુવારી;
નવ ગાયા, ગીરધારીરે. લોભીરે
સંસારમાં સગા કીધાં, તેમાં તુંએ સુખ લીધાં;
અંતે જમે દુઃખ દીધાંરે, લોભીરે
જમડા જોરાવર આવશે, બાંધી તુને લેઇ જાસે;
અંતકાળે દુઃખ થાશેરે. લોભીરે
અમર કુંડમાં દેરા દેશે, આગ મેલી અલગા રહેશે,
નવાણુ જઇને નાશેરે. લોભીરે

ધર્મરાજા પુછા કરશે, ચીત્ર કેતુના નામ દેશે;
તલે તલના લેખા લેશેરે. લોભીરે
ધાઇ ધુતી ભેગું કીધું, નંખાધું ન દાન દીધું;
લુંટારે તો લુંટી લીધુંરે, લોભીરે
તારે હાથે વવરાશે, તેટલું તો તારે થાશે;
બાકી તો બીજાને જાશેરે. લોભીરે
હજી છે હાથમાં બાજી, કરતું પ્રભુને રાજી;
તારી સુડી કરતું તાજીરે, લોભીરે
ખોળામાંથી ધન ખોયું, ધુળેથી કપાળ ધોયું;
મીથ્યા સુખ મનમાં મોયુંરે. લોભીરે
ખંખેરીને હાથ ખાલી, ઓચીંતા જાવું છે ચાલી;
કરો માથાકુટ ખાલીરે, લોભીરે
સાહુકારીમાં તું સવાયો, લાખો પતી તું કહેવાયો;
સાચુ કહેને શું કમાયોરે. લોભીરે
મન ગમતામાં માલ્યો, ચોરની સંગાથે ચાલ્યો;
ડાગલો થઇ કુબાયોરે. લોભીરે
સર્વે સાગર માંઠો કીધો, ઝેરનો પ્યાલો પીધો;
ગોરધારી ન ગાયો સીધોરે. લોભીરે
કુઠા સાથે હેત કીધું સાચુ સર્વે માની લીધું;
અંતકાળે દુઃખ દીધુંરે. લોભીરે

ઘરને ધંધે ઘેરી લીધો, કામનીએ વશ કીધો;
દેવાનંદ કહે દગો દીધારે. લોભીરે

ગુરૂનામનું પદ.

ગુરૂ ગુરૂ ભજલે, પલપલ ગુરૂ ગુરૂ ભજલે;
પલની પલકમાં અલપ આયુષહી, મનની કલ્પના તજરે પલપળ
વેદ વિચારે ને તુ શું હારે, મુરખ સમજરે. પલપળ
ભવાની દાસના સ્વામીને ભજતી, લોક લાજ અબ તજરે પલપળ
ભજજે નીરંતર અંતરમાંથી, એ મહા મંત્ર સમજરે. પલપળ

પદ.

રાધે કહો મેરે પ્યારે, ભજો મેરે પ્યારે.
ભજો ગોવીંદ ગોપાળ,રાધે કૃષ્ણ કહો મેરે પ્યારે.
કૃષ્ણજીકી લાલ લાલ અખીયાં, હો લાલ લાલ અખીયાં.
જેથી ખીલરે ગુલાબ. રાધે કૃષ્ણ
સીરપર મુગટ બીરાજે હો, મુગટ બીરાજે બંસી શોભેરે
રસાળ. રાધે કૃષ્ણ
પીતાંબર પટકુળ વાળી, કંઠે મોતીનકી માળ. રાધે કૃષ્ણ
શુભ કાને કુંડળ ઝળકે હો ઝળકે તીલક શોભેરે લેલાટ રાધે.
સુરદાસ ચરણુ બલીહારી હો ચરણુ બલીહારી,
મેતો જન્મ જન્મ તેરો દાસ. રાધે કૃષ્ણ

પદ

મીલને સુદામાજી આઓ સુદામાજી આઓ જાકો
કહીઓ સમાચાર. મીલને સુદામાજી આએ
ફાટે ટુટે કપડે અમારે હે કપડે અમારે મેતો દુરબલ
તેરો દાસ. મીલને સુદામાજી આએ
દાસ મીલને મુસ્ટી એક તાંદુલલાએ હોતાંદુલાઓ
લાઓ બગલ છુપાય મીલને સુદામાજી આએ
હસી બોલ્યા રાણી રૂક્ષમણી હોરાણી રૂક્ષમણી કોણ લગે
તમારો ભ્રાત. મીલને સુદામાજી આએ
બાલ પણ કે મીત્ર અમારે હો મીત્ર અમારે ભણતાં
એક નિશાળ. મીલને સુદામાજી આએ
સુરદાસ ચરણ બલીહારી હો ચરણ બલીહારી મેંતો
જન્મ જન્મ તેરો દાસ. મીલને સુદામાજી આએ

પદ.

હરીજન કું હરીનામ બડોધન હરીજન કું હરીનામ;
બીન રાખવાલે ચોર નહીં ચોર સુવત હે સુખ ધામ. બડોધન
દીન દીન હોતે સ્વાદી દોહડી, ગટત નહીં કછુ દામ બડોધન
સુરદાસ પ્રભુ સેવા જાકી, પારસ શું કહા કામ. બડોધન

પદ.

કાયકું દેહ ધરી ભજન વીના કાયકું દેહ ધરી.

ગર્ભવાસમાં ભકિત કબુલી, બહાર કહાડે શ્રીહરી. ભજન
કોલ દેયકર બહાર નીકળ્યો, પીછે બુદ્ધી ફરી. ભજન
સુરદાસ ભગવંત ભજન વીના, જનુની તે ભારે ભરી. ભજન

પદ.

કે તે ગયે જખમાર, ભજન વીના કે તે ગયે જખમાર.
પ્રભાતે ઊઠી નાવત ધોવત, પાલત હે આચાર ભજન.
દયા ધર્મકો નામ ન જાણ્યા, એસો પ્રેત ચંડાળ ભજન.
આપ ડુબે ઓરન હું ડુબાવે ચલ લોભકી લાર ભજન.
માલા છાપા તીલક બનાયા, ઠગ ખાયે સંસાર ભજન.
સુરદાસ ભગવંત ભજન વીના, પડે નર્ક કે દ્વાર ભજન.

પદ.

કયું રે નીંદ ભર સોયા, મુસાફર કયું રે નીંદભર સેવા.
મનસા દેહી દેવતાકું દુલભ જન્મ આકારત ખોયા. મુસાફર
ધનદારા જોબન સુત તેરો, વામે મન તેરા મોહ્યા. મુસાફર
સુરદાસ પ્રભુ સલેહી પંથકું, પીછે નેનું ભરરોયા. મુસાફર

પદ.

કૃષ્ણનામ ચીત ધરતો, શ્રીકૃષ્ણ નામ ચીત ધરતો.
જમ કે ત્રાસ સબે મીટ જાતો, ભક્ત નામ તેરો પડતો જોતું
અગલો જનમ જેસે, પીછલે જનમ તેરો અબકો જન્મહી સુધરતો
સુરદાસ વૈકુઠમાં જોની, ફેર નરોઇ પકડતી જોતું

### પદ.

દ્રઢહીન ચરણ નકેરો, ભરૂંસો દ્રઢહીન ચરણ નકરો.
શ્રી વલ્લભ નખ ચંદ્ર છટાવીન, સબ જુગમેં અંધેરો. ભરૂસો
સાધન ઓર નહીં આ કલીમાં, હરીનામ સેં હોત નીવેડો;
સુરદાસ કહે હો દીન આંધળો વીના મુલકો ચેરો. ભરૂસો

### પદ.

કોઇ મેરે કામન આયો, હરી વીના કોઇ મેરે કામ ન આયો;
આ જુઠી માયા કે લીને, રતનસો જન્મ ગુમા૦યો. શ્રીહરી
કંચન કલરા ચીતર વીચીતર રચી રચી ભોવન બનાયો;
નામે તતક્ષણ ગ્રહી કાઢયો, રચી રચી ભોવન બનાયો શ્રીહરી
ઘર તરીયા કહે મેં સંગ ચલુંગો ધુત ધુત ધન ખાયો;
અંત સમે છુપી ભીતર, ડગ એકન પોચાયો શ્રીહરી
સો સુકૃતકર એક એક સુત જાયો બોતહી લાડ લડાયો;
કાઢલીયો કટીકો ધાધ અંગનસું બદન જલાયો શ્રીહરી
અધમ ઓધારણ, ગુણકા તારણ, સોઇ પ્રભુ કયું તે વીસાર્યો;
નાલીયો નામ રહી મન ધોકા, સુરદાસ પસતાયો શ્રીહરી

### પદ.

કેવું તે વહાશે વહાણું, ઘેલા પ્રાણી કેવું તે વહાશે વહાણું;
લડીને લાવું પુત્ર પરણાવું, કાલની વાત ન જાણી. ઘેલા.

બળીરાજા કહે લઇ ઇંદ્રાસન, જગન કીધા નવાણું ઘેલા.
જગદાતા જુગદીશ ન ઓળખ્યા, ક્ષણું એકન રહેવાણું ઘેલા.
કાયા જુઠીને માયારે જુઠી, જુઠુ તે ઘરે કરૂં નાણું ઘેલા.
સુરદાસ કહે તમે હરીને ભજીલ્યો, ઓચીંતું આવશે આણુ ઘેલા.

પદ.

કાલનો શોરે ઊધારો, પ્રાણી કાલનો શોરે ઊધારો;
આપી ઊધારે ને બળતી બીચારે, એવા વહેતા મનને વારો ઘેલા.
સો કઇયા તેતો સુભટ કહેવાયા, તેનો સાથે સુધારો ઘેલા.
સુરદાસ કહે તમે હરીને ભજીલ્યો, નહીં આવે આબો વારો ઘેલા.

પદ.

એસે સંતનકી શેવા, કરમન એસે સંતનકી શેવા.
સીલ સંતોષ સદા ઉર જીનકે, નામ રામકો લેવા. કર.
આન ભરોસો હરદે નહીં જીનકે, ભજન નીરંજન દેવા. કર.
જીવન મુક્ત ફર જગમાંહી, જયું નારદ મુની દેવા. કર.
જીનકે ચરણ કમલકું ઇચ્છત, પ્રાગ જુમના રેવા. કર
સુરદાસ કર ઊનકી સંકત, મોલે નીરંજન દેવા. કર.

પદ.

નાથ કેસે ગજકો બંધ છોડયો, એહી અચરત મોહે આયો;
ગજ ઓર ગ્રાહ લડત જળ ભીતર, લડત લડત ગજ હારયો.
જવપુર સુંઢ રહી જલ ઉપર, તબ હરીનામ પોકારયો નાથ.

સત્તરીકે બોર સુદામાકે તાંદુલ, રૂચી રૂચી ભોગ લગાયો;
દુરજોધનકો મેવો ત્યાગી ગયો, ભાજી વીદુર ઘેર પાયો નાથ.
પેઠ પાતાળ કાળી નાગ નાથ્યો ફેણુ પર નરત કરાયો;
ભારો ગોવરધન કર પર ધાર્યો, નંદ ઘેર લાલ કહેવાયો નાથ.
આગાસુર માર્યો બાગાસુર માર્યો, દાવાનળ પાન કરાયો;
સ્થંભ ફોડી હીરણાકંસ માર્યો, નરસીંગ નામ ધરાયો નાથ.
અજામેલ ગજ ગુણકા તારી ધ્રૂપદીકો ચીર પનાયો;
પયપાન કરતા પુતના મારી, કુબજાકો રૂપ બનાયો નાથ.
બોલ કોટડી પ્યાદલ ધાયો, ગરૂડકું નાજ સતાયો;
છુટે નહી રાધાજીકો કંગન, ઓ બલ કીહારે છુપાયો નાથ.
જોગી જાકો ધ્યાન ધરત હો ધ્યાન ધરત નહીં આયો;
સુરદાશ પ્રભુ તીહારે મીલક જસોદાકી ધેન ચરાયો નાથ

૫૬

કોણુ ગતી બ્રજનાથ અબ મેરી કોન ગતી બ્રજનાથ
ભજન બિમુખ અરૂ સ્મરણુ નહીં ફીરત વીશયા સાથ. અબ
હું પતિત અપરાધી પુરણુ આચરૂ કર્મ બીકાર અબ
કામ ક્રેધ અરૂ લોભ ચીત વશ: નાથ તુમહી બીસાર અબ
અબચરણુ સરણુ લપટાણો, લાખીલો મહારાજ અબ
સુરદાસ પ્રભુ પતીત પાવન, શરણુકો બીરદાસ ભારે અબ

પદ

રાખો તેસે રહુ જેસે હરી રાખો તેસે રહુ
કોઇ દીન ભોજન ઘોરે કૃપા કહી કોઇ દીન ભાર સહુ જશે
કોઇ દીન ચડત તોરંગ રાજભારી કોઇદીન ભાર બહુ જશે
કમલ નયન ઘનશામ મનોહર અનુચર ભયો મે રહુ જશે
સુરદાસ પ્રભુ ભકત કૃપાનીધી તમારે ચરણ સહુ જેશે

પદ.

સુંદર ભેખ બન્યો ગોવાળા, સુંદર ગાળું સખાસંગ
શુંદર ભેખ બન્યો નંદલાલ ટેક
સુંદર પંથ શુંદર હરી અવની સુંદર મોરલી શબ્દ રસાળ સુંદર
સુંદર લોક સકળ બ્રીજ સુંદર સુંદર વદી જસોદા કે બાલા સુંદર
સુદર ભોજન બચનગતી સુંદર સુંદર હળધર કૃષ્ણ કપાળા સુંદર
સુંદર ગોપી ચીતવન સુંદર ગુણ માધવ કે રહી બીચારા સુંદર
સુરદાસ પ્રભુ સબબીધ સુદર સુંદર શામ શુંભગ અવતાર સુંદર

બેર બેર નહી આવે અવસર બેર બેર નહી આવે
જો જાણેતો કરલે ભલાઇ જનમો જનમ સુખપાવે અ.
ધન જોબન અંજલીકો પાણી વણુસતા બેર નહી લાગે અ-
તન છુટે ધન કોન કામકો કાયકુ કરપીણુ કહાવે અ-
જાકો મન શ્રી કૃષ્ણ લાગ્યો વાકું જુઠન ભાવે અ.
સુરદાસકી એહ વિનંતી હરખી નીરખી ગુણ ગાવો અ.

પદ.

કોપત રાખે મેરી શામ વિના કોપત રાખે મેરી.
અંધકો અંધ દુષ્ટ દુર્યોધન આણી સભા મગ્યે ઘેરી સાં.
મહામતી દ્રોણ ભયો એ રાજા પકર લઇ જાુયેરી સાં.
ભિસ્મ -દ્રોણ કરણ દુરજોધન કીતહુ ન પાછી ટેરી સાં.
જો વિશ્વાસ આસ મેરે મનમે કહુ કરણ મે તેરી સાં.
આઇ શાહે કર્યો કરૂણા બુડત રાખો આ બેરી સાં.
તજી ખગરાજ આતુર ઉઠ ધાયે જેસે ગજકી બેરી સાં.

પદ-

રામ ભરૂસા તેરા અબ મોએ રામ ભરૂસા તેરા
સુણી કહી સાખી સરણ તહિં આયો કયુ તજીએ મનમેરા
વાધ અજામેલ ગુણકા ઉધ્ધારી શરણ આએ બહુ તેરા અબ
શું આસુ તપસુ નીમ લેતહે ઉનકુ કયા કયા વેરા અબ.
ગ્રાહ ગ્રહે ગજ ડુબન લાગ્યો ગહો નામકા બેરા અબ.
સુનુત પોકાર બાર નહી લાગી ચંદ્ર સું કીયાની વેરી અબ.
જન પ્રહ્લાદ બાંધી હીરણાકંશ કાઢી ખડ ગએો તેરા અબ.
એસી સાખી કહાં લગ કહીએ બીરદ બડા હરી તેરા અબ.
મનસા બાચા ઓધ કરમના દાસ ચરણકા તેરા અબ.

પદ.

સાચો કલજુગ આયો અબતો સાચો કલજુગ અ.યો
પુત્ર પીતાકો કહયો ન માન્યો કરે અપન મન ભાયો અબતો

સ્ત્રી પતીવૃતા ધર્મ ના પાલ્યો નીરખત પુરૂષ પરાયો અબતો.
સન્યાસી ધન સાંચવા લાગ્યા હરી સમરણ બીસરાયો અબતો
ખોજ બીદ્રાબન મથુરાં નગરી કાલંદ્રી નીર સુકાયો અબતો
સુરદાસ પ્રભુ તમારા ભજન વીના મોહેકુ માપ જીતાયો અબતો

પદ

ક્રશનકેતાં શું બેસે નાણું, મુરખ તને ક્રશન કહેતાં શું બેસે નાણું
મીથ્યા લવરી મન ગમતી કરે છે, તેમાં નહી ઠામ ઠેકાણું મુરખ
ખાતો ન હોય તો માંદારે કહોએ, જોઇએ બશેરનું ભાણું મુરખ
દામ ન બેસેને હાડન ભાગે, ગાતાં ગોવીંદનું ગાણું મુરખ
કહે સુરદાસ તમે હરીને ભજીલ્યો, ઓચીંતું આવશે આણું મુરખ

ગોડી.

આવત કુવર કનૈયા, વનથકી આવત કુવર કનૈયા.
મોર મુગટ મકરાકૃ કુંડળ, મધુરીથી બેન બજઇયા. વન.
સખી મંડળી મધ્યે બીરાજે, હર હળદર દો ભઇયા. વન.
સુરદાસ પ્રભુ ગો ગોવાળસંગ, નાચત થેઇ થેઇ થેઇઆ વન.

પદ મીરાના.

તરણા ચોથે ડુંગરરે, ડુંગર કોઇ દેખે નહીં.
અજા યુથ માંહેરો, સબરથ ગાજે સહી.
સિંહ અજાયાં કરે ગરજના, કસ્તુરી મૃગ રાજન.

તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશન.
દધિ ઓથે ઘૃતજરે, વસ્તુ એમ છુપી રહી તરણા
કોને કહુંને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર
અગમે કરી ગમ નહીંરે, વાણિન પહોંચે વિસ્તાર.
એક દેશ એવોરે, બુદ્ધિ થાકી રહે તહી. તરણા
મન પવનની ગતિન પહોંચો, અવિનાશીરે અખંડ.
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પુરણ જેણે રચ્યા બ્રહ્માંડ
ઠામ નહીં ઠાલોરો એક અણું માત્ર કહી. તરણા
સદગુરૂજીએ કૃપાકરી ત્યારે, આપે થયારે પ્રકાશ.
શાંશાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ.
દાસ ધીરો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુહીં તુહી. તરણા

પદ ધીરાના.

મન તુંહી તુંહી બોલેરે, આ સુપના જેવું તન તારૂં
અચાનક ઉડી જાશેરે, જેમ દેવતામાં દારૂ
ઝાકળ જળ પળમાં વળિ જાસે, જેમ કાગળને પાણી
કાયાવાડી તારી એમ કરમાશે, થઇ જાશે ધુળધાણી
પાછળથી પસ્તાશેરે, મિથ્યા કરી મારૂં મારૂં મન.
કાચલો કુંપો કાયા તમારી, વણસતા નહિ વાર.
જીવાત્માને સગાઇ કેટલી, મુકી ચાલે વનમોઝાર.
ફાગણ ફુલ્યાં ફરવુંરે, ઓચિંતું થાશે અંધારૂં. મન.

જોયું તેતો સર્વે જાવાનું, ઊગરવાનો ઊધારો
દેવગાંધર્વ રાક્ષસને માણુસ, સઊને મરણનો મારો
આશાનો મેહેલ ઊંચોરે, નીચું આ કાચું કારભારૂં મન.
ચંચળ ચિત્તમાં ચેતીને ચાલો, ઝાલો હરીનું નામ
પરમારથ સજે હાથે તે સાથે, કરો રહેવાનો વિશ્રામ
ધીરા ધરાધરથીરે, નથી કોઇ રહેનારૂં મન.

પદ ધીરાના

અંતે સંતને તેડાવેરે, હરિનું ભજન કરવા.
કરમાં માળા ઝાલીરે, મુરખ જ્યારે સુતો મરવા.
નાનપણે ઘર ધંધામાં ધાયો, વૃદ્ધ પણે હરિ ગુણગાય.
ઘર લાગ્યુ ત્યારે કુવો ખોદાયો, એ અગ્ની કેમ ઓલવાય
જીતી બાજી હાર્યોરે, પથ્થરને નાવે બેઠો તરવા. અંતે.
અંતસમે છાપા તિલક બનાવે, ભુલી ગયો જ્યારે ભાન.
એરણની ચોરી સોયનુ દાન, એમ કેમ આવે વૈમાન.
ગુરૂ જ્ઞાન નાંખ્યુરે, બુદ્ધિ તારી ગઇ ચરવા. અંતે.
જુવતી નારીને જેવી પુત્રની આશા એનો એળે જન્મ વહીજાય
હરિને બેઠો ઠગવારે, એંસી વર્ષે વર વરવા. અંતે.
વીશ વર્ષે વિશ્વંભર મળે, ભક્તિ કરે ભય જાય.
દાસ ધીરો કહેછે રે, મટયા ચોરાશી ફરવા. અંતે.

### પદ ધોરાના.

ખબરદાર મન સુગાજી, ખાંડાની ધારે ચડવું છે.
હિંમત હથિયાર બાંધીરે, સત્ય લઢાઇ લઢવું છે.
એક ઉમરાવને બાર પટાવત, એક એક નીચે ત્રીશ ત્રીશ
એક ધણીને એકએક ધણીઆણી એમ વિગતે સાતસેવાર
સો સરદારે ઘઢ ઘેર્યાંરે, તેને જીતી પાર પડવુછે ખબરદાર
પાંચ પ્યાદલ તારી પુઠે ફરેછે ને વળી કામને ક્રોધ
લોભ મોહને માયા મમતા એવા જુલમી જોરાવર જોધ.
અતિ બલિષ્ટ સ્વારીરે, એ સાથે આખડવુ છે ખબરદાર,
પ્રેમ પલાણુ ધરી અજ્ઞાન ઘોડે ચઢી સદગુરૂ શબ્દ લગાળ
શીલ સંતોષને ક્ષમા ખઠગ ધરી ભજન ભડાકે રામ
ધર્મ ઢાલ ઝાલીરે નિર્ભે નિશાન ચઢવુ છે ખબરદાર
સુરતનુરતને ઇંડા પીંગળા સુષમણા ગંગા સ્નાન કીજે
મન પવનથી અગન મંઠળ ચઢી ધીરા સુધારસ પીજે
રાજ ધણુ રીઝેરે ભજન વડે ભડવું છે ખબરદાર.

### પદ હરિ ભજન વીના એ રાગ.

ગુરૂ સંગવિના મોહ માયાને, મનનો પાર ન આવે
શી શોધ કરૂં અજાણ નરને અંધારે કેમ ફાવે
મન મોહ માયા એક થઇ ચાલે, મહીપતિ થઇને મંદીર મહાલે
એને સદગુરૂ વશ કરીને ભાલે ગુરૂ સંગવીના

મન તન સામું જોઇ મન લાવે, એને ઘણી ઊંઘ ભોજન ભાવે
કહો પુરણપદ એ કેમ પાવે ગુરૂ સંગવીના
મન ગુરૂને ધંધે નવ ધાવે, તે ઘણો ફેર ફરે દરવાવે
મન ગમતું પોતાનું ગાવે ગુરૂ સંગવીના
મન ગુરૂ સંગે ઘરમાં આવે, પછી ખરૂં ધન પોતે ખાવે
મન અલખ ઓળખી ગુરૂ તાવે ગુરૂ સંગવીના

ચાબખો.

દુનિઆ દીવાની કહેવાશેરે, ભુંડી ભિતોમાં ભટકાશે
પાપ જયારે એનું પ્રગટ થશે ત્યારે, ભુવા જતી વેર જાશે
ધુણી ધુણી એની ડોકજ દુઃખશે, ને લેનારો લઇ ખાશેરે. દુનિઆ
સ્વરગમાં નથી સુપડુંને, નથી ખાંડણિયોને ઘંટી.
દુધ ચોખના જમનારા તમે, કેમ કરી જમશો બંટીરે. દુનિઆ
ઢુંગ કરીને ધુતવાને આવે ત્યારે, હાથ બતાવા સૌ જાશે.
કયારે આના કર્મનું પાનું ફરશે, અને કયારે પુત્રજ થાશે. દુનિઆ
કીમીયાગર કોઇ આવી મળે ત્યારે, ધનને વાસ્તે ધાશે.
ભોજો ભગત કહે ભ્રમણામાં ભમતાં ગાંઠની મુડી ગમાશેરે. દુનિઆ

પ્રીતમનો કકો.

કરીએ શ્રી કૃષ્ણ ઉપાસના, ધરીએ રૂદીયામાં ધ્યાન (૨)
ફરી નહી આવે ગર્ભવાસના ઠરીએ ઠીક નાદાન (૨) કરીએ ૧

ખોટો ખેલ સંસારનો આતશ બાજીનો રંગ (૨)
કરતા વરસ વીત્યા ઘણાં ક્ષણમાં થાશે તે ભંગ (૨) કરીએ ૨
ગુરૂ ગમ ગાઇએ ગોવીંદના જીવનું જોખમ જાય (૨)
દયા દાનને દીનતા એ તરવાનો ઉપાય (૨) કરીએ ૩
ઘટઘટ પ્રત્યે રચના ઘણી ભરીયા રત્ન ભંડાર (૨)
હીરા માણેકની હાટડી સદગુરૂ ખોલનહાર (૨) કરીએ ૪
નીરમળ નામ નારાયણનુ જુગતે જપશે જે કોઇ (૨)
અવિચળ પદવી તે પામશે આવા ગમન ન હોય (૨) કરીએ ૫
ચીંતવન કરીએ ચીત સ્વરૂપનું ઇશ્વર બોલે છે આપ (૨)
જેને સમરે સુખ ઉપજે ટળશે ત્રીવીધી તાપ (૨) કરીએ ૬
છે છતી વસ્તુ દેખે નહી જીવનુ જોને અજ્ઞાન (૨)
માહમાહ પડદા મધ્યે પડયો ભુલવણીનુ એ ભાન(૨) કરીએ ૭
જન્મ મરણ તણી આપદા નથી કાંઇ સંકટ સહેલ (૨)
ધંધો કરતાંરે ઢળી પડયો જેમ કાંઇ ઘાણીનો બેલ(૨) કરીએ ૮
લાજે લાભે લોભાઇ રહો છે માયાની મધલાળ (૨)
જેમ જેમ તૃષ્ણા વધી ઘણી કુટાણો કાંઇકજ કાળ(૨) કરીએ ૯
નોતમ દેહ દુર્લભ દેવને પ્રાણી પામ્યો છુ તેહ (૨)
હીરો નીહાળે નાંખ્યો તેમાં ન રહયો સંદેહ (૨) કરીએ ૧૦
ટેક ધરીએ નીજ નામની શેવા સ્મરણ ધ્યાન (૨)
હેતે હરીરસ પીજીએ મુકીમાન ગુમાન (૨) કરીએ ૧૧
ઠીક ઠરીને બેસીએ રાખીનેરે વિશ્વાસ (૨)

જઠરામાં જેણે જાળવ્યો પરહર પારકી આશ (ર) કરીએ ૧૨
ડગમગ ઠાલી શાને કરે તારૂ ધાર્યું નહી થાય(ર)
ગમતુ થાશે ગોવીંદનું કોઇનું જાણ્યુ નહી જાય(ર) કરીએ ૧૩
ઢાંકયો પાવક ધુમરે ઢાંકયો વાદળ સૂર્ય (ર)
માયાએ ઢાંકયો આત્મા સમજણ રહીગઇ દુર (ર) કરીએ ૧૪
રણ સંબધે આવી મળ્યા સુતવીત દારાને દેહ(ર)
લેવા દેવા જ્યારે મટે મારગે ચાલશે તેહ (ર) કરીએ ૧૫
તોલ્યુ તત્વ ત્રીલોકમાં નહી હરીનામ સમાન (ર)
બીજુ સર્વેછે વાદળુ અંતે નહી આવે કામ (ર) કરીએ ૧૬
સ્થીરતા કરીને નહી ભજે રૂદે કમળમાં રૂપ (ર)
બહીઆ જેતર સર્વે ભાળજે હરીનુ અકળ સ્વરૂપ(ર) કરીએ ૧૭
દેહ તણુ ફળ એહછે ભાવે ભજીએ ભગવાન (ર)
બીજા સાધન સારના નહી હરી નામ સમાન (ર) કરીએ ૧૮
ધ્યાન ધરીએ પરીબ્રહ્મનું જેમ કાંઇ લોભીનુ ધન (ર)
કામીને વાલી કામના એવુ કરીએ ચીતવન (ર) કરીએ ૧૯
નીશ્ચે જાણો રહેવું નથી જુઠો જગત વિશ્વાસ(ર)
એથી રહેજે તું અળગો આઠે પહોર ઉદાશ (ર) કરીએ ૨૦
પ્રેમ નીરમળ કીજીએ સદગુરૂ સંતોની સાથ(ર)
રખે ઢોળી તુ નાંખતો અમરત આવ્યુછે હાથ(ર) કરીએ ૨૧
ફોગટ ફંદ સંસારનો સ્વારથનો છે રે સ્નેહ (ર)
અંતે કોઇ કોઇનુ નથી તું તો તેહનો તેહ (ર) કરીએ ૨૨

બાવન ઉપની સદવેદના તેનુ તત્વ વિચાર (૨)
તતપદ ત્વંપદ ત્યાગીને અશીપદમાં ધરે ધ્યાન(૨) કરીએ ૨૩
બારે ભેદ ગુરૂ દેવનો કોઇ નહી પામેરે પાર(૨)
શીવ વીરચીને શારદા નીશદીન ધ્યાનમાં ધાર (૨) કરીએ ૨૪
માથા મુળવની વરખડી મોહી ત્રાભોવન માય(૨)
નીતનીત નૌતમ ફુલે ફળે તાતી શીતળ છાય(૨) કરીએ ૨૫
જીવ અનેક ઉપજાવતી શીવે સુરીનર વૃંદ (૨)
આણુંની આગળ અંજાઇશ સૌને સરખો આનંદ(૨) કરીએ ૨૬
રહીએ ઇશ્વરને આશરે ધારણ ધારીને ધીર (૨)
સુખ દુ:ખ એણીપેરે આવશે કાંઇ
નાળીએરના નીર (૨) કરીએ ૨૭
લીલા કોઇએ લેતુ નથી તેની ભુલવણી સોય(૨)
નટ જેમ નજર બાંધી કરે કળી શકે ન કોય (૨) કરીએ ૨૮
વિશ્વ રહું સહુ મોહીને જુઠી બાજીને જોઇ (૨)
તેતો કરતાં કોરે રહો સમજે તે જન કોઇ (૨) કરીએ ૨૯
શશા શોધ સ્વરૂપને તેને સમજે સુળ થાય (૨)
નીંદ્રા માંહી દુ:ખ ભોગવે તેતો જાગેથી જાય (૨) કરીએ ૩૦
ખોળે સરવે ખોટું પડે નજરે નામને રૂપ (૨)
બાંધી રૂપી ઉભુ કરૂં જમ કાંઇ કાષ્ટ સ્વરૂપ (૨) કરીએ ૩૧
સંસય તને શાનો રહે જેને બ્રહ્મ વિચાર (૨)
અગ્નિને ઉધઇ અડે નહીં રવિને નહી અંધકાર (૨) કરીએ ૩૨

હરીનો મહીમા અપારછે નીગમ નિરંતર નામ(૨)
અજ ઉમીયાપતી અહોપતી નીશદીન ધ્યાનમા ધામ(૨)કરીએ૩૩
પ્રેમ પયોધર ઝીલીએ સતગુરૂ સંતને સંગ(૨)
પ્રીતમ તનમન અરપીએ પ્રગટે પુકણુ રંગ (૨) કરીએ ૩૪

હોરી

દેખો ભારત ભ્રમ જાલ ફીસોરી અન્તરો
છોડી સનાતન ધર્મ વેદકો ઇત ઉત ભ્રમત ફિરોરી.
નયે નયે પંથ નયે નયે બાના નિત્ય હું ગ્રહણુ કીયોરી
અધમ અસ અંધ ભયોરી દેખો
કોઇ દંડી સન્યાસી ઉદાશી વસ્રકો નામ ધરોરિ
ધર્મો ધર્મકા સોચ નહીં હો અકરમ કર્મ કરયેરી.
લાખ પાખંડ રચોરી. દેખો
રચિ રચિ ગ્રંથ મહાતમ કે બહુ, તીરથ નીયત કિયોરી
છલસે દ્રવ્ય ઉપાર્જન કરકે અઠરો બાંધ લીયોરી
વેસ્યા ઘર જાય ધરોરી દેખો
લાખ હજાર જમા કરકરકે વિષયમેં દેહી કરજોરી
ગૌરક્ષા અસ શબ્દ સુનીજબ ઉલટી સ્વાશ ચલોરી
માનો બરછી સો લગોરી દેખો
ચહું દિશ દેખી અવિદ્યાકીગત બિન્તિ કિશોર કરોરી
દીન દયાળ દયા અબ કીજે દુઃખ નહી જાત સહોરી
ભારત અબ જાત ડુબોરી દેખો

## હોરી.

યહમન તજત નહી જડતાઇ
બાલાપન સબ ખેલ ગમાયો તનકી શુદ્ધ વિસરાઇ
માત પિતા આચાર્ય આદીકી બાતન એક સુહાઇ
બસી હીયે મુરખેતાઇ યહમન
યુવા ભયે જોબન મદમાતે સુજે ન અપની પરાઇ
વિષયા સક્ત રહે નિસવાસર બલ બુદ્ધિ દિયો નસાઇ
તનકું યાકો લાજ ન આઇ યહમન
વૃદ્ધ ભયો થાકી ઇંદ્રીસબ, લબ્હુ નતજત ખુટાઇ
બાલાહેં અબ ઉપદેશત નિસદીન, અપની સબ કુટિલાઇ
કરત અબ યારી કમાઇ. યહમન
નામ નિશાન એકના કીન્હો, ઉરધરી અતિ કૃપનાઇ
કિશોર કુટુંબ પરિવાર પ્રીતીમે, જીવન દીયો બિતાઇ
મનુષ્યકો નામ ધરાઇ યહમન

## થાળ.

તમે જમવા વેલા આવોરે. પ્રીતે પરોણા.
સાથે બરાબરીના લાવોરે, છેલ છબીલા
વાલાજી મારૂ મનડું મળવાને હરખ્યું
મળો તો નયણે નીરખુંરે. નંદ સલુણા

વાલાજી મારા મેહેર કરીને જમવા આવો
આવો તો પહોંચે લાવોરે નંદ સલુણું
વાલાજી મારા જળરે જમનાજીના લાવું
હું પ્રીતે કરી નવરાવુંરે. નંદ સલુણું
વાલાજી મારા બાજોઠે બેસો વનમાળી.
લાવું થાળ કનક જળ ઝારીરે. નંદ સલુણું
વાલાજી મારા કંસાર પીરસું હું પ્રીતે
રેડુ ધૃત સાકર શુભ રીતેરે. નંદ સલુણું
વાલાજી મારા મગદળ મેસુબ છે તાજાં
માહીં બરફી ઘેબર ખાજાંરે. નંદ સલુણું
વાલાજી મારા બાસુદ્દી શીખંડ કચોરી
સાથે દુધપાક પુરણુ પોળીરે. નંદ સલુણું
વાલાજી મારા સાટા જલેબીને લાડું
તમે જમો તો જમાડુંરે. નંદ સલુણું
વાલાજી મેંતો શીરો શેકો છે છાનોમાનો
માંહી ખીચડ લોકર માનોરે નંદ સલુણું
વાલાજી મારા શેવો સાથે છે ખારીપુરી
નથી રસોઇ કોઇ અધુરીરે. નંદ સલુણું
વાલાજી મારા શાક અવારને ચોળા
માંહી સુરણુ બઢ઼ાકા ભોળારે નંદ સલુણું

વાલાજી મારા તુવેર વાલોળને વંતાક
માંહી પ્રેમી કોળાં પાકાંરે          નંદ સલુણાં
વાલાજી મારા આરીયા તુરીયાને ટંડોળા
માંહી સવરીબાઇના બોરાંરે          નંદ સલુણાં
વાલાજી મારા ટાંકો તાંજલીયોને લુણી
માંહી પાપડીઓ કરી કુંણીરે          નંદ સલુણા
વાલાજી મારા  રસોઇ કીધીછે તાજી તાજી
સાથે વીદુર ભગતની ભાજીરે.          નંદ સલુણાં
વાલાજી મારા કારેલા કંટોડા સાડોડી
કર્યા વાલ વટાણાં ફોડીરે.          નંદ સલુણાં
વાલાજી મારા દાળ તુળ મગકેરી
કરી કઢી નાંખી દહીં ધરીરે.          નંદ સલુણાં
વાલાજી મારા અથાણાં આદુ લીંબુ ચોરી
માંહી ગુદા ગરમર કેરીરે          નંદ સલુણાં
વાલાજી મારા બાટી બાજરાનું બુરૂ
માંહી ભાત પાપડ દુધ ઘરૂંરે          નંદ સલુણા
વાલાજી મારા ભવાની અરજ કરેછે
તે સેજે સીધુ તરેછેરે          નંદ સલુણા

રાગ ખ્યાલ   ઢાળ )

જમી રહયા સ્વામી મધુસુદન દયાળ વદનકમળ હસ્ત ધોયાવાર મવાર
કોગળા કરીનેરે પીધુજલ પ્રીતથીરે લાલ          જમી

રેશમી રૂમાલે લુછ્યુ વદન રસાળ બાજઠે બીરાજ્યા ગુરૂ દીનદયાળ
પાન સોપારીરે જમા હરિ હેતથીરે લોલ જમી
હસ્ત વદને હરિચીત્ત ઉદાર બેઠાછે સ્વામીજી રાખી તકીયો આધાર
વેદ વાકયથી શાંતીરે કરી દીધી સર્વનેરે લોલ જમી
પ્રિતે કીધુ સ્વામિજીનું પુજનસાર ચંદન અરચી ધર્યા પુષ્પના હાર
ચરણામૃત લીધુંરે સભાજને સ્નેહથીરે લોલ જમી
આરતી ઉતારૂ અતી આનંદથી આજ કીરતન ગાએ મળી સંતસમાજ
અપાર આનંદરે આપે સ્વામી સર્વનેરે લોલ જમી
મધુસુદન છેવાલા બ્રહ્મસ્વરૂપ અખીલબ્રહ્માંડના સ્વામી મારા ભુપ
ચીતડુ ચાહેછેરે નીરખવા નાથનેરે લોલ જમી
જયોતીરપતીછે ગુરૂ શીવસ્વરૂપ આદ અવીનાશી પ્યારી મુરતી અનુપ
દાસ ભવાનીરે અતી સુખ પામીયોરે લોલ જમી

## ઇશ્વરની ઓળખાણ વિષે.

( બીગરી કોન સુધારે નાથ વીના એ રાગનું )

અનંત ને અપારજ છે કરૂણાનો કરનારરે,
ધ્યાન ધરો નરનાર, જેથી ઉતરશો ભવ પારરે. ટેક.
શુદ્ધ બુદ્ધિ વ્યાપક પ્રભુ વિશ્વે,એક અજન્મા સારરે;
અધિષ્ઠાન સરવેનુ એ છે, દે સૌને આધાર રે. ૧ અનંત.
થંભ વગર આકાશ થોભાવ્યું, ગ્રહગણાદિ ગ્રહનારરે;
દૃષ્ટીગોચર થાવા માટે, તેજ તણો ભંડારરે. ૨ અનંત.

સ્થુલ સૂક્ષ્મ જેની શક્તિથી, કરી રહ્યાં વેપારરે;
વિરાટ રૂપે વિશ્વ વસાવ્યું, દેવાને દીદારરે. ૩ અનંત.
અદ્ભૂત માયા સકલ અનુપમ, તેનો વશ કરનારરે;
નર્મદ સેવો નામ નિરંતર, કરવા બેઉ પારરે. ૪ અનંત.

## સત્ય ધર્મ.

॥ પદ રાગ ધિરાનો ॥

સત્ય ધર્મ એ છે રે જેણે પ્રભુને પામો ॥
દુઃખ સૌ નીવારીરે સુખમાં વિશ્રામો ॥ ટેક ॥

યમ નિયમાદિક સાધન સાધી, સુરત સુરત કરી એક ॥
નિત્ય નિરંતર ધારી ધારણા, કરી નિત્યાનિત્ય વિવેક ॥
ટેક નેક ધારીરે સત્યમાં જઇ સામો, સત્ય ધર્મ ॥
અંતઃકરણ અતિ શુદ્ધ થાશે, વૃત્તિ બ્રહ્માકાર,
સાર તે જાણેરે, ભક્તિ સુખમાં જામો, સત્યધર્મ ॥
ષટ ચક્રમાં સોંસરા થઇને, પ્રાણ પહોંચાડો પ્રભુપાસ ॥
બ્રલોક સુખ અક્ષરનું માણો કરી અવિદ્યાનાશ ॥
વસો શીવ સાથેરે અડગ થઇ આરામો ॥ સત્ય ધર્મ ॥
જળહળ જ્યોત ત્યાં અખંડ દીપે, કોટી સુરજ જેવો શ્યામ ॥
મનવાણીનો વેગ વિરામે, જ્યાં રાજે આતમરામ ॥
નર્મદ તેને મલતાંરે મટીજાય જગભામો ॥૪॥ સત્યધર્મ. ॥

# વિવેકથી કરણી કરવાનો ઉપદેશ.

પદ.

કરણી તું કરજેરે વિવેકે વિચારીને, શુભ સાચવજેરે શત્રુ છમારીને
કામ[૧] ક્રોધ[૨] લોભ[૩] મોહ[૪] મત્સર[૫] અંઘો અહંકાર[૬],
તેનાં કામ છે અતિ અનાડી, જાણુ કરી લગાર વિચાર;
વાર નહી વાગેરે મારે ગોળી ધારીને, કરણી તું કરજેરે. ૧.
પંચ ઇંદ્રી પચ રંગી ઘોડા, તેપર છે મન સ્વાર;
લગામ નિગ્રહે વશ રાખ્યા વિના, નહી ઉતરો ભવપાર,
શુદ્ધ રાખો સાચીરે નિયમ સંભારીને, કરણી કરજેરે. ૨.
પાંચ પચીશ વચે પુરી રમત છે, ખડક ભરેલો ખેલ;
ઓળખ ન હોય તો અડચણ આવે, જેમાં ભુલ્યા મોટા મોટા છેલ;
તમે જગ જીતોરે મમતાને મારીને, કરણી તું કરજેરે. ૩.
શુભેચ્છા સદ્બુદ્ધિ કારજ, પછી સુવિચારણા થાય;
તે પછિ તનમાનસા ઉપજે, તે સત્વાપત્તિએ સમાય,
નર્મદ વિદેહી રે લે છે પ્રભુ તારીને, કરણી તું કરજેરે. ૪

બીગરી કોન સુધારેનાથ એ રાગ.

એક આતમ અલખ નિરંતર, ઓળખને અધિકારીરે,
સચરાચર દીસે સર્વમાં, નિત્ય અને નિર્વીકારીરે. એક.

જેમ પયમાં ઘૃત ભર્યું છે, સાકર શેરડી સારીરે,
તલને ઓથે તેલ રહ્યું છે, પુષ્પે ગંધ સમારીરે. એક. ૧
અણુ રણુંમાં ઇંદ્ધન અગ્નિ, વનસ્પતિમાં વારીરે,
રોમે રોમે રામ રહ્યોછે, ચૈતન સુખાકારીરે. એક. ૨
ચલન વલન ચૈતનનું દર્શન, ચૌદ લોક જો જારીરે,
પિંડ બ્રહ્માંડે પ્રાણુ સ્વરૂપે, નર્મદ નિરખો ધારીરે. એક. ૩

### પ્રભાત ઝુલણા છંદ

નીત્ય ભજતું હરી વિમળ ચિત્તે કરી
અખિલ જગનો પીતા એક એ છે.
બાળ સંભાળવા પ્રાણીને પાળવા સ્નેહ સરીતા સમો પરમ જેછે
એક ઠામે ઠરી ભજન ભાવે કરી મેલી મમતા પરી ધ્યાન ધરતાં
જ્ઞાનના માર્ગનું ગાન હરદમ કરી જાણી લે મૂર્ખ સંસાર તરતાં
ભક્ત વત્સળ પ્રભુ શ્રેણી લઇ કર વિશે સુખદાતા સદા કાલ જાચો
સર્વથી શ્રેષ્ટ તે ગર્વવિણુ ગુણુનિધિ માતને તાત તે એક સાચો
બાપ કે પુન્યને નાથ નયને કરી દૃષ્ટી નાખી જુવે દીર્ઘ નીરખી
શુદ્ધ નીર્મળ મને ન્યાય દે સત્ય ને લોહ કાંચન ખરેખાત પરખી
જયે જગન્નાથની અખિલ જગ તાતની ભ્રાત ભાવે ભલી સ્તુતી આત
પામ આવાર સંસારનો પાર તું નામ ભજતાં પ્રભુ સુખદાતા
અકળ અવિનાસી જે સકળ સ્થાને વસ્યો નામ કરૂણા નિધિ શ્રેષ્ટ ધરતે
'કૃષ્ણુ' કરજોડીને હૃદય રાખી ફરે નીત્ય રસના થકી રટણુ કરતો

# आरति.

॥ श्रीगणेशायनमः ॥

जय गंगाधर हर हर, जय गिरिजाधीशा, शिव जय
गिरिजाधीशा

त्वं मां पालय नित्यं, कृपया जगदीशा. हरहरहर महादेव

कैलासे गिरिशिखरे , कल्पद्रुमाविपिने, शिव०
गुंजाति मधुरकरपुंजे. कुंजवने गहने; शिव०
कोकिल कूंजित खेलत. हंसावनललिता, शिव०
रचयति कला कलापी. नृत्याति मुदसहिता हरहर० २

तस्मिन्सुललितदेशे, शालामणिरचिता, शिव०
तन्मध्ये हरनिकटे, गौरी मुदसहिता; शिव०
क्रीडां रचयति भुषां रंजितमतिमीशं, शिव०
इंद्रादिकसुरसेवित, प्रणमति ते शीर्षम्. हहहर० ॥३॥

विबुधवधुर्बहु नृत्याति, हृदये मुदसहिता; शिव०
किन्नरगानं कुरूते, सप्त स्वरसहिता, शिव०
धिननं धिननं कथयाति, मृदंग वादयते, शिव०

क्रुनु कुनु ललितं वेणु, मधुरं नादयते  हरहर० ॥४॥

रूणुं रूणुं चरणे वादति, नुपुरेषु ज्वलिता. शिव०
चक्रावर्ते भ्रमयति, कुरूते तां तां तां; शिव०
तां तां लुप् चुप लुप्चुप, तालं वादयते, शिव०
अंगुष्ठांगुलिनादं, लास्यगतं कुरूते.  हरहर० ॥५॥

कर्पुरद्युतिगौरं, पंचाननसहितं, शिव०
त्रिनयनशशिधरमौलिं, विषधरकंठयुतं; शिव०
सुंदरजटाकलांप, पावकभरभालं, शिव०
डमरुत्रिशुलकपालं, खर्परधृतसारम्.  हरहर० ॥६॥

शंखनिनादंकृत्वा, झल्लरीनादयते, शिव०
नितरांयजतेब्रह्मा, वेदचतुष्टयज्ञः. शिव०
अमृतचरणसरोजं, हृदिकमलेधृत्वा, शिव०
अवलोकयतिमहेशं, शंभुबहुनत्वा.  हरहर० ॥७॥

मुंडैरचयतिमाला, पन्नगमुपवीतं, शिव०
वामविभागेगिरिजा—रूपंस्वतिललितं; शिव०
सकलशरीरेविलसति, कृतभस्माभरणं, शिव०
इतिब्रह्मध्वजरूपं तापत्रयहरणम्.  हर० ॥८॥

ध्यानंचारतिसमये हृदयेयदिधृत्वा, शिव०
शिरसान्निजटानाथं, ईशंबहुनत्वा; शिव०
शंबरनाशंप्रतिदिन पठनंयःकुरुते, शिव०
शिवसायुज्यंगच्छाति, भक्तयायःशृणुते.     हर० ॥९॥

## आरती.

॥ श्रीगणेशायनमः ॥

ॐजय त्र्यंबक राजन् हर ॐत्र्यंबक राजन्
गंगाधर गवरिपति शंकर शूलपाणिं   जयदेव० ॥१॥
सद्योजातं प्रपद्या मिती स्मरणे श्रुति मंत्रं॥
शांबपंचावक्त्रं तेजोमय दिव्यं॥
सहज सहजानंदं सकलं परिपूर्णं
सर्वंब्रह्मेतिते रुषिभिः प्रतिपाद्यं ॥     जयदेव० ॥२॥
भवेभवे नातीर्भवति त्रिनेत्रं
भवस्वतेजो बुद्धिर्महता जगदीशं॥

अनाथनाथं वंदे आत्मा विश्वेशं
मृगधर परशुहस्तं शिव चंद्र मौलिं ॥ जयदेव० ॥३॥
वामदेवं वंदे विजये कवल्यं ॥
सद्योजातं सिद्धिर्जेष्ठ श्रेष्टत्वं ॥
विभूति सुंदिर अर्चित शंभो सर्वांग ॥
नमामि रुद्रांकारं तारं जगदीशं ॥ जयदेव० ॥४॥
अघोर घोरे घोरंहर रूद्रोभीमं ॥
भूतं भूतानाथं भुजंगफणि भूषं ॥
कपर्दिकामारी भवकृत भयनाशं
सर्वे सार्वाध्यक्षं भक्तानु ग्रहदं जयदेव० ॥५॥
तत्पुरुषाए विश्वय तन्मय आनंदं
महादेवो बुद्धि व्यापक जगदीशं
त्रिगुणं त्रिगुणातीतं तत्पर परमेशं
शंभोनादं मोदं प्रणवत् ॐकारं जयदेव० ॥६॥
इशान सर्वे भूतो भयते विद्युत्वं
ब्रह्मादि पत्यत्वं ब्रह्मा परमेशं ॥
सत्यं सत्यानंदं चिन्मय साकारं
चिदानंदोहेतु शिव शिव ॐकारं जयदेव० ॥७॥

त्रिशारदान्यप्सर किन्नर गायंतं
नंदिभृंगि चंडी गणपति नृत्यंतं
तांडवनिपुणतशांतं अद्भुत आनंदं
हरिहरब्रह्माध्यक्षं शंभो प्रभु राज्यं जयदेव० ॥८॥
नंदि वहनागहना पार्वत्यार मणा
मन्मथ दहना शंभोवात्तात्मज नयना
सर्वोपाधि विवर्जित तापत्रय शमना
कैलाशा चलवाशा करत्रिशुल गमना जयदेव० ॥९॥
अनंत शेषे हरिहरब्रह्मा मध्यस्थं
नारद तुंमरगीतं षण्मुष हनमंतं
अगणित महिमाध्यक्षं अभयं वरदानं
गंगाधर दिक्षित् कृत मुक्ति सायुज्यं जयदेव० ॥१०॥

संपूर्ण.

# आरती.

जयदेव जयदेव आतिरुद्राधीशं (२)

मधुसुदन गुरूराजं वन्दे भक्तपतिम् जयदेव० ॥१॥

द्वादशमं मखराजं राजपुरे रम्ये ३)

खलजननाशनचतुरः कृतवान्सुरगम्ये जयदेव० ॥२॥

नारोडाख्ये ग्रामे सकलेश्वर सुखदो (३)

अधिकं दशमं यज्ञं ह्यकरोन्मुनिवरदो जयदेव० ॥३॥

कूपग्रामे तुर्याधिकदशमं यज्ञं (२)

चकार यः सर्वेशः स्तं नोमः सुज्ञम् जयदेव० ॥४॥

देहग्रामे गुरूहाट् रुद्रमखं विमलं (२)

पञ्चदशं मखराजं शंकरतोषकरम् जयदेव० ॥५॥

नन्दपुरे षोडशकं क्रतुवरममलंतं (२)

पालय भक्तजनं त्वं भक्तजनोल्लासिन् जयदेव० ॥६॥

विराटनगरे पुनरपि कृतवान् यज्ञवरं (२)

कुरूतात्कुशलं लोके प्रभा कृपाजलधिः जयदेव० ॥७॥

अष्टादशमं यज्ञं श्रीशिवगुरुदेवः (२)

सौजन्याढ्ये ग्रामे बुधजनसंसेव्यो जयदेव० ॥८॥
एकोनो त्रिंशतिमो यज्ञो देवेन (२)
कैलासकृतकेतनगुरुवरदेवेन जयदेव० ॥९॥
त्रिंशतिमं खलु देवो नरहरिभक्तपुरे (२)
कृतवान्विधिवद्यज्ञं नागरिकालसिते जयदेव० ॥१०॥
एकाधिकत्रिंशतिमो यज्ञः स्तंभपुरे (२)
चकार विप्रैः सहितो भव्यजनैरुचिरे जयदेव० ॥११॥
द्वात्रिंशं किलयज्ञं बदरीपुर संस्थो (२)
अतिरुद्रद्वयकारी बुधजनसंसेव्यो जयदेव० ॥१२॥
लघुरुद्रान्शतसंख्यानेकाधिकत्रिंशन् (२)
अतिरुद्रत्रयकारी जयतु महादेवो जयदेव० ॥१३॥
रमणनाथ रचितोऽयं नीरांजन दीपो (२)
प्रत्यहमचलमहेश्वर गुरुवरतोषकरो जयदेव ॥१४॥
जीयाज्जीयात्पुण्या भद्रपुरी सुखदा
यस्यां यज्ञयुतं तत् रचितं श्री प्रभुणा जयदेव० ॥१५॥

## मंत्रपुष्पांजलि

हरिःॐ यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्म्माणि-
प्रथमान्यासन् ॥ तेहनाकम्महिमानः- ॥
सचन्तयत्र पूर्वे साध्याः सन्तिदेवाः ॥ ॥१॥
ॐराजाधिराजायप्रसह्य साहिने॥ नमोवयंवैश्रवणायकुर्महे
समेकामान्कामकामायमह्यं ॥ कामेश्वरो-
वैश्रवणो ददातु ॥ कुबेराय वैश्रवणाय-
महाराजाय नमः॥ ॥२॥
ॐस्वस्ति साम्राज्यं भोज्यं स्वराज्यं
वैराज्यं पारमेष्ठ्यं राज्यं महाराज्यमाधिपत्य-
मयंसमन्त पर्यायीस्यात्सार्व भौमः
सार्वायुष आन्तादापराधात् ॥ ॥३॥
पृथिव्यै समुद्र पर्यन्ताया एकराडिति ॥
तदप्येषश्लोको ऽभिगीतो मरुतः

परत्रेष्टारो मरुतस्मा वसन्गृहे ॥
अविक्ष तस्यकाम प्रेर्व्विश्वे देवाः सभासदइति ॥५॥

ॐविश्वतश्च क्षुरुतव्विश्वतो मुखो
व्विश्वतो बाहुरुत विश्वतस्यात् ॥
सम्बाहुभ्यान्थ मतिसम्पत-
त्रैर्गावा भूमी जनयं देवऽएकः ॥६॥

## બદ્રીનાથની સ્તુતી.

પવનમંદ સુગંધ શીતળ હેમ મંદીર શોભિતમ્
૧ નિકટગંગા વહુત નિરમલ શ્રી બદ્રીનાથ વિશ્વંભરમ્
૨ શેષ સમરણુ કરત નિશદિન ધરત ધ્યાન મહેશ્વરમ્
શ્રી વેદ બ્રહ્મા કરત સ્તુતિ શ્રી બદ્રીનાથ વિશ્વંભરમ્
૩ શકિત ગૌરી ગણેશ સારદા નારદ મુનિ ઉચ્ચારણમ્
યોગ ધ્યાન અપાર લીલા શ્રી બદ્રીનાથ વિશ્વંભરમ્
૪ ઇંદ્ર ચંદ્ર કુબેર ધ્વનિકર ધુપ દીપ પ્રકાશિતમ્
સિદ્ધ મુનિજન કરત જય જય શ્રી બદ્રીનાથ વિશ્વંભરમ્
૫ યક્ષ કિન્નર કરત કૌતક જ્ઞાન ગંધર્વ પ્રકાશિતમ્

શ્રી લક્ષ્મી કમળા ચમર ઢોળે શ્રી બ્રદ્રીનાથ વિશ્વંભરમ્
૬ કૈલાસમાં એક દેવ નિરંજન શૈલ શિતળ મહેશ્વરંમ
રાજા યુધિષ્ટિર કરત સ્તુતિ શ્રી બ્રદ્રીનાથ વિશ્વરંભરમ્
૭ માન સરોવર કો ન સ્પરશે બિના બાદલ હીમ વરસે
ઉડતકંકર—
જીવ તલખે નર નારાયણ જાય સ્પરશે શ્રી બ્રદ્રીનાથ વિશ્વંભરમ્
૮ શ્રી બ્રદ્રીનાથજી કે પંચ રત્ન મેં પઠત પાપ વીનાશનમ્
કોટી તીર્થે ભયોહે પુર્ણ પ્રાપ્તિ ફળ દાયકમ્ શ્રીબ્રદ્રીનાથ વિશ્વંભર
૯ આદ્ય બદરી ધ્યાન યોગ બદરી ભવીષ્ય બદરી રાજ નરસિંહ
બદરી પંચ બદરી સ્મરેત નિત્યે મહા પાતક નાશનમ્
શ્રી બ્રદ્રીનાથ વિશ્વંભરમ્

૧ કોણ દિશાએ જગન્નાથ સ્વામી કોણ દિશાએ રામનાથહે
કોણ દિશાએ રણછોડ ત્રીકમ કોણ દિશાએ બદ્રીનાથ હે
૨ પુર્વ દિશાએ જગન્નાથ સ્વામી દક્ષિણ દિસાએ રામનાથહે
પશ્ચિમ દિશાએ રણછોડ ત્રીકમ ઉત્તર ખંડ બદ્રીનાથહે
૩ કયા કારણ જગનાથ સ્વામી કયા કારણ રામનાથહે
કયા કારણ રણછોડ ત્રીકમ કયા કારણ બદ્રીનાથહે
૪ ભોગ કારણ જગન્નાથ સ્વામી યોગ કારણ રામનાથહે
રાજ કારણ રણછોડ ત્રીકમ તપ કારણ બદ્રીનાથહે
૫ ચાલોરે સંતો ચાલોરે સિધો મારકંડ જળ કુંડ નાહીએમ્

દરશાન દીએ જગન્નાથ સ્વામી ફીર જનમ નહી પાઇએ
૬ ચાલોરે સંતો ચાલોરે સિધો ધનુષ્યકુંડ જળ નાહીએ
દરશાન દીએ રામનાથ સ્વામી ફીર જનમ નહી પાઇએ
૭ ચાલોરે સંતો ચાલોરે સિધો ગોમતી સંગમ નાહીએ
દરશાન દીએ રણછોડ ત્રીકમ ફીરજનમ નહી પાઇએ
૮ ચાલોરે સંતો ચાલોરે સિધો તપ્ત કુંડ નાહીએ
દરશાન દીએ બદ્રીનાથ સ્વામી ફીર જનમ નહી પાઇએ
૯ ચાર ધામકી અધિક લીલા તીનલોક શોભાવી તમ
દાસ માધવ શરણે આવ્યો આવાગમન નિવારણમ
પંચ રત્ન ગુપ્તકાશી કેદારનાથ ત્રિયુગીનારાયણ દુર્ગા કુંડ
નરનારાયણ



# સુચના

## ચોપડીઓ મળવાના ઠેકાણા

૧ શ્રીમંત શંકરાચાર્ય મહારાજની સ્વારીમાં

૧ સુકલ કુરણાશંકર કરશનજી સીતાપુર નીવાશી

૧ વઢવાણ શહેરના આચાર્ય મહાદેવ લીલાધર
ઠે. માધાવાવ

૧ પ્રસિધ કર્ત્તા પાસેથી શરસપુર વાસણશેરી
અમદાવાદ

